# જ્ઞાનમાળા અથવા શીક્ષામાળા



કસેલર કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સ મુ. નડીઆદ.

મુખપૃષ્ઠ ક્રોનાક્ર પ્રી. વર્કસમાં છાપ્યું.

શ્રી કૃષ્ણજી અને અરજુનના સંવાદરૂપી

# શ્રી જ્ઞાનમાળા—

અથવા

# શિક્ષામાળા

એક દીવસે પરીક્ષત રાજા રાજ્યસભા કરીને બેઠા હતા ત્યાં શ્રી વ્યાસજીના પુત્ર શ્રી શુકદેવજી પધાર્યા તે જોઇને રાજા પરીક્ષત આસન ઉપરથી ઉભા થઇ રૂષીના ચરણાર્વિંદમાં પડી સાષ્ટાંગદંડવત કરી બહુ આદરસત્કાર સહીત પોતાના સુંદર ભુવનમાં લઇ જઇ રત્નજડીત સીંહાસન ઉપર બેસાડી ચરણારવિંદ ધોઇને ચરણોદક લીધું. પછી વિધીપુર્વક પૂજન કરીને નાનાં પ્રકારનાં ભોજન કરાવ્યાં તેથી શ્રી શુકદેવજીએ પ્રસન્નતા સહિત રાજા પરીક્ષતની ભક્તિના બહુ વખાણ કર્યા ત્યારે રાજાએ બે હાથ જોડી વીનતી કરી કે હે કૃપાસિંધુ ભવભય ભંજન ભગવાન ! આપની અતી કૃપાવડે સદા વેદ તથા પુરાણ સાંભળવાથી મારૂં હ્રદય પ્રફૂલ્લીત થઇ પ્રકાશ પામ્યું છે પરંતુ હવે મારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો છે કે સંસારમાં ઉંચ તથા નીચ એ બે કરમ છે—તો કૃપા કરીને આ બે કરમના ભેદ પૃથક પૃથક મને કહો અને મારા મનની શંકાઓનું નિવારણ કરો.

રાજાનો આ પ્રશ્ન સાંભળીને, શ્રી શુકદેવજીએ પ્રસન્ન થઈને આજ્ઞા કરી કે હે રાજા ! તારા પ્રશ્નથી સંસારી મનુષ્યોને મોટો લાભ છે અને જે સંદેહ તારા મનમાં ઉપજ્યો છે તેજ સંદેહ એક વખત અર્જુનના મનમાં પણ ઉત્પન્ન થયો હતો. તેજ સંદેહનો ઉત્તર જેવી રીતે શ્રીકૃષ્ણજીએ આપ્યો હતો, તેજ હું તારા આગળ કહું છું તે મન દઈને સાંભળ.

એક દીવસ પ્રાતઃકાળમાં શ્રીકૃષ્ણજી ફરતા ફરતા અર્જુનના મુકામપર પધાર્યા, ત્યાં ખબર મળી કે અર્જુન સુતો છે. આ વાત સાંભળી શ્રીકૃષ્ણજી આશ્ચર્ય પામ્યા. આવે વખતે સ્વપ્નામાં અર્જુને પણ શ્રીકૃષ્ણને જોયા કે તુરત જાગી ઉઠ્યા, એવામાં સેવકોએ આવીને કહ્યું કે હે પૃથ્વીપતિ ! આપણે ઘેર શ્રીકૃષ્ણજી પધાર્યા છે. આ સાંભળીને અર્જુન એકદમ દોડી શ્રીકૃષ્ણજીના ચરણારવિંદમાં પડ્યા અને દંડવત કરી સ્થીર.થઈ વિનંતી કરી કે હે સચ્ચીદાનંદ જગદીશ ! આ અપરાધ મારાથી અજાણમાં થયો છે તો આપ કૃપા કરી ક્ષમા કરશો. આ સાંભળી શ્રીકૃષ્ણજીએ અર્જુનને કહ્યું કે હે અર્જુન ! તું મહા બુધ્ધિમાન્ અને જ્ઞાની છે. તેથી તું આ વખતે સ્વપ્ન અવસ્થામાં મને જોઇને બહુ સોચ કરે છે, કેમકે મનુષ્ય દેહ ઘણી મુશ્કેલાઇથી પ્રાપ્ત થાય છે, તેથી કરીને આ મનુષ્ય દેહ છે એવું જાણીને આવે વખતે બુધ્ધિમાન પુરૂષને સુવું ઉચીત નથી.

શ્રીકૃષ્ણનો આવો લાભકારક ઉપદેશ સાંભળી અર્જુને હાથ જોડી વિનંતી કરી કે દીનબંધુ દીનાનાથ! આપ પરમ કૃપાળુ છો જેથી આપના દાસથી જે અજાણે અપરાધ થયો છે, તે કૃપાદૃષ્ટિથી નિહાળી ક્ષમા કરી બીજા જે ઉપદેશો કે જે મનુષ્ય દેહધારીઓને હિતકારી છે, તેનું જ્ઞાન થવા માટે સેવકને આજ્ઞા કરો કે કયા કયા અહિતકારી કર્મનો ત્યાગ કરવો જરૂરનો છે? ત્યારે શ્રીકૃષ્ણજીએ ઉત્તર આપ્યો કે હે અર્જુન! તું મારો પરમ ભક્ત છે અને તેથીજ હું તને મારો મીત્ર જાણીને જે ગુપ્ત ઉપદેશો છે, જેને દેવતાઓ પણ જાણી શકતા નથી તે હું આજ તને કહું છું તે ચીત્ત રાખીને સાંભળ. આ અમુલ્ય ઉપદેશો તું અથવા બીજા મનુષ્યદેહધારીઓ સાંભળીને અંગીકાર કરશે તો તે પાપના બંધનથી મુકત થશે ને અંતકાળે સ્વર્ગે જઈ નિવાસ કરશે.

શિક્ષા ૧લી—હે અર્જુન! પ્રાતઃકાળે જે વખત સૂર્ય ઉદય થાય છે, તે વખત મનુષ્યને સુવું ઉચીત નથી કેમકે રાત્રીના ચોથા પહોરમાં સૂર્યને તથા દૈત્યને યુદ્ધ થાય છે; તેમાં એંસી હજાર દૈત્યને મારી સૂર્ય ઉદય પામે છે અને દૈત્યના જીવ પાછા સજીવન થાય છે, એટલા માટે મનુષ્યોએ વિચારવું જોઈએ કે બે ઘડી વહેલા ઉઠી પરમ દયાળુ પરમેશ્વરનું ધ્યાન મનમાં લાવી ભજનાનંદમાં મગ્ન રહેવું અને સૂર્ય ઉદય થાય ત્યારે સ્નાન કરીને શ્રીસૂર્યનારાયણને

જળ અર્પણ કરી દંડવત કરવા અને પીતૃદેવતાને પણ જગ અર્પણ કરવું તેથી સૂર્યદેવતા તથા પીતૃદેવતા બળવાન થઇ પ્રસન્નતાથી આશિષ આપે છે માટે જે મનુષ્ય આ વિધીને અંગીકાર કરશે તે આલોક તથા પરલોકના સુખોનો ભોગી થશે.

શિક્ષા ૨ જી–હે અર્જુન ! પોતાના બીછાના ઉપર પોતાની સ્ત્રી શીવાય બીજા કોઇની સાથે સુવું નહીં કેમકે પોતાની સ્ત્રી તો અર્ધાંગી ( પાપ પુણ્યની સાથી ) છે, આ સાંભળી અરજુને હાથ જોડી પ્રશ્ન કર્યો કે હે કૃપાળુ કરૂણાનીધાન ! કોઇ અતિથી આપણે ઘેર આવે ને તેની પાસે બીછાનું ન હોય ત્યારે શું કરવું ! શ્રી કૃષ્ણજીએ કહ્યું કે આવનાર મનુષ્ય પોતાનું વસ્ત્ર પોતાના અંગ સમાન બીછાવેલા બીછાના ઉપર પાથરીને સુઇ રહે તો દોષ નહી.

શિક્ષા ૩ જી–હે અરજુન ! વીધવા સ્ત્રીના હાથની રસોઇ જમવામાં ઘણો દોષ છે કેમકે જે સ્ત્રીનો ધણી મરી જાય છે સ્ત્રી અર્ધા બળેલા મડદાની માફક થઇ જાય છે. એટલા માટે તેના હાથની રસોઇ જમવાથી બહુ પાપ છે, અને અંતકાળે મુકતી મળતી નથી.

શિક્ષા ૪ થી–હે અરજુન ! સંધ્યા વખતે જે મનુષ્ય ઘરના આંગણામાંથી ઝાડું કાઢે તે નક્કી દરીદ્રી થાય છે, કેમકે આ વખતે લક્ષ્મીજી ઘરમાં ગમન કરે છે તેથી જેના હાથમાં લક્ષ્મીજી ઝાડુ દેખે છે તે ઘરમાં ફરીથી કોઇ

વખત ગમન કરતા નથી.

શિક્ષા ૫ મી—હે અરજુન ! જે મનુષ્ય એકાદશી વગેરે વ્રત ધારણ કરી સ્ત્રીનો સંગ કરે તો તે વ્રતનું ફળ મળતું નથી. આ સાંભળી અરજુને હાથ જોડી પ્રશ્ન કર્યો કે હે સચ્ચીદાનંદ આનંદરૂપ ! હે વિશ્વબ્રહ્મ વિદારણ જગતાત ! વ્રતના દીવસે જે સ્ત્રી રજસ્વલાના દોષથી મુક્ત સ્નાન કરે છે ત્યારે પુરૂષ તેનો સંગ ન કરે તો પાતકી થાય અને સંગ કરે તો વ્રત નીષ્ફળ થાય ત્યારે તેનું કેમ કરવું ? આ પ્રશ્નના જવાબમાં શ્રીકૃષ્ણજીએ કહ્યું કે અરધી રાત ગયા પછી સંગ કરે તો દોષ નથી કેમકે રાત્રીના બે પાછલા પહોર આગલા દીવસની ગણત્રીમાં આવે છે, તેથી દોષ લાગતો નથી.

શિક્ષા ૬ ઠી—હે અરજુન ! આગલી રાત્રીએ દીવાની વાટ પડેલી રહી હોય તેને તે પાછી બીજે દીવસે સળગાવે તો તેમાં મહા પાપ છે. આવા પાપથી તે માણસની સ્ત્રી ઘણા કાળ સુધી વાંઝણી રહે છે. આ શીક્ષા સાંભળી અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને વિનંતી કરી કે હે અનાથના નાથ દયાસીંધુ વાસુદેવ ! આપે જે શીક્ષા કહી તે સાંભળવાથી દાસના મનમાં અતિ આનંદ થયો છે. કૃપા કરીને બીજી કોઇ આજ્ઞા કરો.

શિક્ષા ૭ મી—હે અરજુન ! સૂર્યનારાયણના સનમુખ રહીને દાતણ તથા કોગળા વીગેરે કરવા નહી, તેમ અગ્નિ અને જળમાં પણ કોગળા કરવા નહી કેમકે તેમ કર્યાથી

અંતકાળે નર્કમાં પડવું પડે છે કેમકે દેવતાઓમાં આ ત્રણે દેવતાઓ મોટા મનાય છે તેથી જે મનુષ્ય આ ત્રણે દેવતાઓનું પ્રીતીથી પુજન કરે તો તેને યજ્ઞ કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે ઘનશ્યામ ચતુર્ભુજ સ્વરૂપ! એ ત્રણે દેવતાઓનું પૂજન કઇ વીધીથી હંમેશાં કરવું જોઇએ, તે કૃપા કરીને કહો શ્રી કૃષ્ણજીએ કહ્યું કે—આદીત્વારે સૂર્યનારાયણનું વ્રત ધારણ કરવું, અને વ્રત ન રાખી શકાય તો તે દીવસે ફળ આહાર કરવો પણ અનાજ ખાવું નહી હવે અગ્નિ દેવતાની પુજાની વીધી કહું છું. પ્રાતઃકાળે સ્નાન કરીને પોતાના ઇષ્ટદેવતાનું ધ્યાન ધરી ઘી, સાકર, તલ, જવ, આદી સામગ્રીથી અગ્નિ દેવનું પુજન કરવું અને જો આ રીતે ન થઇ શકે તો રસોઇ તૈયાર થાય ત્યારે રસોઇની બધી સામગ્રીથી પુજન કરવું. હવે જળદેવતાની પુજાની વીધી કહું છું. પ્રાતઃકાળે સ્નાન કરી કુવા અથવા તળાવ ઉપર જઇ દુધ તથા ચંદન, ચોખા, પુષ્પ ચડાવીને નૈવેદ અર્પણ કરવું. જે મનુષ્ય આ રીતે ત્રણ દેવતાઓનું પુજન પ્રતીદીન કરે તો તે આ લોકમાં ધન, સંતાન અને પરલોકમાં વૈકુંઠ વાસ પામે.

શિક્ષા ૮ મી—હે અરજુન! જે મનુષ્ય બળતા દીવાને ઝપટ મારી બુજાવે અને દીવાથી દીવો લગાવી સળગાવે તે મહા પાતકી થાય છે.

શિક્ષા ૯ મી—હે અરજુન! મનુષ્ય વ્રત ધારણ કરી

ખાટલાં ઉપર સુવે છે તેનું વ્રત નીષ્ફળ થાય છે કારણ કે જેનું વ્રત ધારણ કરે તે દેવતા વ્રતને દીવસે તે મનુષ્યના અંગમાં પ્રવેશ કરે છે તેથી વ્રત વાળાએ પૃથ્વી ઉપર સુઇ રહી સ્ત્રીથી અલગ રહેવું. આમ કર્યાથી દેવતા પ્રસન્ન થઇને આશીર્વાદ આપે છે અને વ્રત ફળદાયક થાય છે.

શિક્ષા ૧૦ મી–હે અરજુન! વ્રત રાખ્યું હોય તે દીવસે પોતાનું એઠું જુઠણ કોઇને કાંઇ પણ આપવું નહિ કેમકે તે ખાનાર મનુષ્ય વ્રતનું અડધું ફળ લેઈ લે છે.

શિક્ષા ૧૧ મી–હે અર્જુન! જે મનુષ્ય રસોઇની બધી સામગ્રી બરાબર તૈયાર થવા પહેલા અથવા અગ્નિદેવોને જમાડ્યા અગાઉ જલદી કરીને જમવા બેસી જાય અને જ્યાં સુધી રસોઈની સર્વ ચીજો તૈયાર થઈ ન હોય અને અગ્નિ દેવને જમાડ્યા અગાઉ રસોડામાંથી બીજાને અગ્નિ આપે અને રસોઇની સામગ્રીને પાત્ર વિના પૃથ્વીપર મુકે તો આ ત્રણે પાપથી સદા દરીદ્ર અવસ્થામાં રહે છે માટે મનુષ્યે અવશ્ય જાણવું જોઇએ કે જ્યારે રસોઇની સર્વ સામગ્રી તૈયાર થાય ત્યારે સ્વચ્છતાથી અગ્નિ સન્મુખ પાટલા ઉપર બેસીને પુરણ બ્રહ્મ પરમ દયાળુ પરમેશ્વરને તૈયાર થયેલી રસોઈની સામગ્રી ધરવી અને અન્નદેવને નમસ્કાર કરવા અને અભ્યાગતને રસોઇની સર્વ સામગ્રીથી ભોજન કરાવવું. જો તે ગરીબ અવસ્થાને લીધે બની શકે નહી તો થોડી થોડી

સર્વ ચીજો અભ્યાગતને નીમીત અર્પણ કરવી અને પછી જમવું એ પ્રમાણે જે મનુષ્ય કરશે તે મહા પુણ્યના પ્રતાપથી અગ્નિદેવ તથા અન્નદેવતાનો આશીર્વાદ પામીને સદા સુખી રહેશે.

શિક્ષા ૧૨ મી–હે અરજુન ! જે માણસ તાંબાના વાસણમાં પાણી ભરીને કુદરતી હાજતે ( ઝાડે જંગલ ) લઇ જઈ અજીઠ કરે તો તે મનુષ્ય અંતકાળે નરકનો અધીકારી થાય કેમકે સર્વ ધાતુઓમાં ત્રાંબુ અતિ પવિત્ર છે એટલા માટે ત્રાંબાના વાસણથી સ્નાન કરનાર મનુષ્યને ગંગાસ્નાન સરખુ પુણ્ય થાય છે અને પોતાના પિતૃદેવતાને ત્રાંબાના વાસણમાં ભોજન અથવા જળ અર્પણ કરે તો તે પણ મોટું પુણ્ય ગણાય છે.

શિક્ષા ૧૩ મી–હે અરજુન ! જે માણસ બ્રહ્મહત્યા તથા પર સ્ત્રીનો સંગ કરે તો તેને હજાર વરસ પર્યંત નરકમાં વાસ કરવો પડે છે. કદાચ પરસ્ત્રીનો સંગ કરવાથી જો વિર્યનું બીંદુ પડી તેમાંથી પુત્ર ઉત્પન્ન થાય તો પોતાના સારા કર્મો થકી જે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. તે ન થતાં ઉલટું નરકમાં જવું પડે એટલુંજ નહી પણ પોતાના પિતૃ દેવતાઓ જે પોતાની સારી કરણીથી સ્વર્ગ પામ્યા હશે તે પણ નરકમાં પડે છે અને શ્રાદ્ધ તરપણથી સદા વિમુખ રહે છે તેથી આ પાપ બધા પાપો કરતાં મોટું ગણાય છે.

શિક્ષા ૧૪ મી–હે અર્જુન ! જે મનુષ્ય સ્ત્રીનો સંગ

કરી સ્નાન નહી કરતાં અપવીત્ર રહે છે તે અંતકાળે નરક-
વાસમાં દારૂણ દુઃખ ભોગવે છે કેમકે એવા અપવિત્ર
માણુસનાં પગલાં પૃથ્વી પર મુકવા સરખાને પોતાના પિતૃના
પંડ પર મુકવા સરખા ગણાય છે.

શિક્ષા ૧૫ મી–હે અર્જુન! અમાવાસ્યાને દીવસે જે
મનુષ્ય ઝાડનાં પાંદડાં તથા ડાંખળાં તોડે છે તેને બ્રહ્મહત્યાનું
પાપ વળગે છે એટલા માટે તે દીવસે દાતણ પણ કરવું
ઉચીત નથી કેમકે તે પણ એક ઝાડનું ડાખરૂં કહેવાય છે.

શિક્ષા ૧૬ મી–હે અરજુન! કોઇ અભ્યાગત સાધુ
અથવા મુસાફરની યાચનાનો અનાદર કરે તો તે મહા
પાતકી થાય છે માટે મનુષ્યને ઉચીત છે કે પોતાની
શક્તિ મુજબ કાંઇ પણ આપી તેને સંતોષવો અને જો
આપવાની શક્તિ નહી હોય તો તેને નમ્રતાથી કોઇ
પુણ્યવાન ગૃહસ્થનું સ્થાનક દેખાડી આવવું. એ સર્વ દાનથી
પણ શ્રેષ્ટ દાન ગણાય છે.

શિક્ષા ૧૭મી–હે અર્જુન! જે મનુષ્ય પોતાના ઘરમાં તુટેલો
ખાટલો તથા પુટેલાં વાસણ રાખે તો તે અવશ્ય દરદ્રી થાય.

શિક્ષા ૧૮ મી–હે અર્જુન! જે માણુસ પરમાત્માના
નામનું ભજનકીર્તન કરી ભોજન કરે છે, તે હાલતાં ચાલતાં
ઉઠતાં આલોક તથા પરલોકમાં મનવાંછીત ફળને પામે છે.
આ શીક્ષાથી જે માણુસ વિરૂદ્ધ વર્તે છે તે મહા પાપનો

અધીકારી થાય છે.

શિક્ષા ૧૯ મી– હે અર્જુન! જે મનુષ્ય એકજ પાત્રમાં બીજાની સાથે ભોજન કરે છે અથવા કરાવે છે તે ભ્રષ્ટ થાયં છે. કેમકે પુર્વજન્મમાં તે માણસ કઇ જાતનો હશે તે માણસથી જાણી શકાતું નથી તેથી એકઠા બેસીને ભોજન કરવાથી અથવા બીજાનું એઠું ખાવાથી પુર્વજન્મની પ્રકૃતીનો અંતઃકરણમાં પ્રવેશ થાય છે અને તેથી નીચ કર્મ ભોગવવું પડે છે.

શિક્ષા ૨૦ મી–હે અરજુન! ભોજન કરતી વખતે અન્નદેવ મુખમાં વાસ કરે છે માટે મનુષ્યને ઉચીત છે કે મુંગે મોઢે ભોજન કરવું. કેમકે બોલવાથી કોઇ વખત સારૂં માઠું બોલાઇ જાય તો અન્નદેવતાના શ્રાપથી આ જન્મમાં દરિદ્રપણાને પામે છે. માટે મનુષ્યે એકચીત્તથી પલાંઠીવાળી અન્નદેવતાની મોટાઇ માનીને ભોજન કરવું જેથી અન્નદેવતા પ્રસન્ન થંઇ આશીષ આપે છે.

આ સાંભળ અર્જુને પ્રશ્ન કર્યો કે હે જગદીશ જગત-ગુરૂ! ભોજન કરતી વખતે કોઇને કાંઇ કહેવું પડે અથવા બોલવું પડે તેનું કેમ કરવું? ત્યારે શ્રીકૃષ્ણજીએ કહ્યું કે જો બોલવાની જરૂર પડે તો પાંચ શ્રાસ ખાઇને આચમન કરી જે કામ હોય તે કરવું પણ કોઇની નીંદા કે બુરૂં કામ કરવાને કહેવું નહી.

શિક્ષા ૨૧ મી–હે અરજુન! જે મનુષ્ય પોતાની અર્ધાંગી (સ્ત્રી) ને ખોટા આચરણોવાળી સમજી તેની નીંદા કરે અથવા દુઃખ આપે અને પોતે પણ અંતઃકરણમાં દુઃખી રહે તે મનુષ્ય પશુ સમાન જાણવો અને આવા કલેશથી સંસારમાં અપકીર્તી પામી અંતકાળે નર્કનો અધીકારી થાય છે કેમકે પોતાની સ્ત્રીના સંગથી જે પુત્રની ઉત્પત્તી થાય છે તે વખતે તે મનુષ્યના પિતૃદેવ નીચ કર્મથી નર્કના અધી-કારી થયા હોય તો તે પોતાના વંશમાં પુત્રની ઉત્પત્તીથી મુક્ત થઇ વૈકુંઠમાં વાસ કરે છે અને પ્રસન્નતાથી તે પુત્રને આશીર્વાદ આપે છે. આવા કારણથી પોતાની પરણેલી સ્ત્રીને હંમેશા પ્યાર તથા પૈસાથી પ્રસન્ન રાખવી તે એવી રીતે કે સ્ત્રીના મનમાં એવું ભાસે કે મારા પતી સમાન મારો હીત-કારી કોઇ નથી, કેમકે પરણેલી સ્ત્રી પાપ તથા પુણ્યની ભાગીદાર છે અને કદાચીત તે સ્ત્રીથી કોઇ અવીચાર્યું કામ થઈ જાય તો ડાહ્યા પુરૂષે ફરીથી એવું નહી કરવા માટે શીખામણ આપી પ્રસન્ન રાખવી તેમજ સ્ત્રીએ પણ પોતાનું પતિવૃત સાચવી પોતાના પતિને પરમેશ્વર સમાન જાણી તેની આજ્ઞાનું ઉલંઘન ન કરતાં સુખમાં તથા દુઃખમાં પ્રસન્ન રહી પરમેશ્વરે આપ્યું હોય તેમાં સંતોષ માની સારા શણગાર સજી કોઇ વાતે પોતાના પતીને કંટાળો ન આપતાં આનંદમાં રહેવું આથી પુરૂષને પોતાના ધંધારોજગારમાં સાવધાનપણેથી

સારી પ્રાપ્તી થાય છે. માટે આ પ્રમાણે સ્ત્રી પુરૂષ અન્યો-અન્ય પ્યારથી વર્તે તો આલોકમાં અપાર સુખ ભોગવી અંત-કાળે મોક્ષ પામી વૈકુંઠ ધામમાં પરમ આનંદથી વાસ કરે છે.

શિક્ષા ૨૨ મી–હે અર્જુન! દીપકના જ્યોતની અથવા સુર્યની ખોટી છાંયા જો મનુષ્ય ઉપર પડે તો તે દુષીત છે.

શિક્ષા ૨૩ મી–હે અર્જુન! જો મનુષ્ય માત્ર તંત્ર અને મુઠની અથવા બીજા કોઈ ઉપાયથી કોઈને મારવાનુ કરે તો તે અંત કાળે બાર વરસ સુધી નર્કનો ભોગી થાય.

શિક્ષા ૨૪ મી–હે અર્જુન! રોટલા તથા રોટલી ઉપર ઘી ચોપડયા વિના ભોજન કરવું તે પ્રેત સંગે ભોજન કર્યા બરોબર છે. કારણુ કે લુખા ભોજનમાં હંમેશાં પ્રેતનો વાસ રહેવાથી પ્રેત વિઘ્ન કરે છે. તેથી દરીદ્રી અવસ્થા થાય છે માટે મનુષ્યે હંમેશાં શક્તી પ્રમાણે ભોજનમાં ઘી વાપ-રવાથી પ્રેત બાધ કરી શકતું નથી.

શિક્ષા ૨૫ મી–હે અર્જુન! જે મનુષ્ય દીવાની જ્યોતમાંથી અગ્ની સળગાવી રસોઇ અથવા બીજું કાંઇ કામ કરે તો તે દીપકના શ્રાપથી કષ્ટ પામે છે કારણુ કે તે અગ્નિ ચિતા સમાન છે.

શિક્ષા ૨૬ મી–હે અર્જુન! જે મનુષ્ય પ્રાતઃકાળે અથવા સંધ્યાકાળે ઘરના ઉમરા - ઉપર બેસે તો તેની સંપત્તીનો નાશ થઈ જતાં કરજમાં વધારો થાય છે.

શિક્ષા ૨૭ મી–હે અર્જુન ! જે મનુષ્ય પ્રાતઃકાળે ઝાડુ વાળી કચરો આંગણામાં રાખી મુકે છે તે લક્ષ્મીજીના શ્રાપથી સદા દરીદ્રી રહે છે.

શિક્ષા ૨૮ મી–હે અર્જુન ! જે મનુષ્ય તળાવ નદી અથવા બગીચાના કીનારા ઉપર કુદરતી હાજતે (ઝાડે) જાય તે બહુ કાળ નર્કમાં નીવાસ કરે છે.

શિક્ષા ૨૯ મી–હે અર્જુન ! જે મનુષ્ય એકાદશી વૃતનું ધારણ નહિ કરતાં અનાજ ખાય તો તેનું જીવવું પશુ સમાન સમજવું અને પાંચ હત્યાનો અધીકારી થઇ અંતકાળે નર્કમાં વાસ કરે છે તેટલા માટે મનુષ્યે એકાદશીનું વ્રત ધારણ કરી આખો દીવસ ભગવાનના ધ્યાનમાં મગ્ન રહી રાત્રીએ જાગરણ કરે તો મોટા મોટા પાપનો નાશ થાય છે, એટલુંજ નહી પણ પોતાના પીતૃદેવતાને પણ સ્વર્ગની પ્રાપ્તી થાય છે. આ શીક્ષા સાંભળીને અર્જુને પ્રશ્ન કર્યો કે હે ભયભંજન દીનદયાળ ! કોઇ વખત ભુલેચુકે વૃતને દિવસે અનાજ ખવાય તો એ પાપથી શી રીતે છુટાય ? શ્રીકૃષ્ણ-જીએ કહ્યું હે અર્જુન અનાજ ખાતી વખતે વૃત છે એમ જાણવામાં આવે તો ફરીથી શ્વાસ નહી ભરતાં વૃત ધારણ કરે છે તેના વૃતનું ફળ પુર્ણ પ્રાપ્ત થાય છે અને તેના પિતૃદેવ પણ સુખી થાય છે કદાચ કોઇ મનુષ્ય નીરજન વૃત ન રાખી શકે તો ફક્ત ગાયના દુધથી અથવા ફળ

આહાર કર્યાથી પણ વ્રતનું ફળ પરીપુર્ણ પામે છે વળી આ વાત ઉપર પણ ચોખા અથવા લુણ (મીઠું) ખાવું નહી. આજારી માણસે પણ એકાદશીને દીવસે ચોખા અથવા લુણ (મીઠાનો) ત્યાગ કરવો તેમજ રવીવારે પણ મીઠાવાળું ભોજન ખાવું નહી. આવી ઉત્તમ શિક્ષા શ્રીકૃષ્ણના મુખથી સાંભળી અર્જુન મહા શોકસમુદ્રમાં આ ગુપ્ત વાતથી કંપીત થઇ ડુબી ગયો ત્યારે શ્રીકૃષ્ણે તેને સોચ અવસ્થામાં જોઇ અતી દયાથી તેના મનનો કલેશ મટાડી આજ્ઞા કરી કે હે અર્જુન! તારાથી આજ સુધી ઉંચ નીચ કર્મ બન્યાં તેને માટે આ ગુપ્ત ભેદ તારા આગળ પ્રગટ કર્યો તેને તું તન-મનથી અંગીકાર કર. આ આજ્ઞા સાંભળીને અર્જુને શ્રી ભગવાનના પગમાં મસ્તક નમાવી સ્તુતી કરી કે હે મધુસુદન વ્રજભુષણ નંદના નંદ! મનમોહન! અધમ ઉધારણ શ્રી મહારાજ! આ સંસાર સાગરથી પાર ઉતરવા નૌકારૂપ આ શીક્ષાઓનો મહીમા ગાતાં શેષાદિ દેવતાઓ પણ પામી શક્યા નથી હે નાથ! મારી રક્ષા કરો અર્થાત કાંઈ આજ્ઞા કરો ત્યારે શ્રી કૃષ્ણે અર્જુનને પરમ ભક્ત જાણી નીચે પ્રમાણે બીજી આજ્ઞા કરી છે.

શિક્ષા ૩૦ મી—હે અરજુન! જે મનુષ્ય રજસ્વલા સ્ત્રીથી મૈથુન કરે તે આ સંસારમાં તેના પાપથી તેનું શરીર હંમેશ રોગી રહે અને અંતકાળે હજાર વર્ષ સુધી નરક

ભોગવે કારણ કે રજસ્વલા સ્ત્રી પહેલે દીવસે બ્રહ્મહત્યાણી, બીજે દીવસે ચંડાલણી, ત્રીજે દીવસે ધોબણના સમાન છે માટે ત્રણ દીવસમાં તેના લુગડાને અડકવાથી તથા તેનું મોઢું જોવાથી પાપ લાગે છે અથવા તેના હાથથી ભોજન કરે તો તો આખી ઉંમરમાં કરેલા પુણ્યદાનનો નાશ થાય છે એટલા માટે ત્રણ દીવસ રજસ્વલા સ્ત્રીથી દુર રહી ચોથે દીવસે સ્નાન કરી શુદ્ધ થયા પછી પુરૂષે સ્ત્રીનો સમાગમ કરવો અને તે દિવસે જો સમાગમ ન કરે તો પુરૂષને હત્યા લાગે છે એવું સાંભળીને અરજુને પ્રશ્ન કર્યો કે સ્ત્રીનો પતી પરદેશ ગયો હોય તો તે પાપથી શી રીતે મુક્ત થાય? ભગવાન બોલ્યા કે કદાપી પુરૂષ ઘેર ન હોય તો સ્ત્રીએ સ્નાન કરી સૂર્ય સન્મુખ રહી પોતાના સ્વામીની સુરતને મનરૂપી આરશીમાં જોઇ લે તો તેનો પતી આ પાપથી મુક્ત થાય છે.]

શિક્ષા ૩૧ મી–હે અરજુન! જે મનુષ્ય પોતાના જીવને કાંઇ ઉત્તમ પ્રકારના પદાર્થ ઉપર ઇચ્છા અટકાવી તે પદાર્થથી વિમુખ રાખે તો તે માણસ આ જન્મમાં સદા દરીદ્રી રહે છે, અને મરણ પાછળ પણ તેના જીવને મુકતી મળતી નથી આવુ શ્રી ભગવાનનું વચન સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે દીનદયાળ! નીરધન મનુષ્ય પોતાના જીવની ઇચ્છા પરીપુર્ણ શી રીતે કરી શકે? ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે નીરધન માણસ પોતાના જીવની પ્રસન્નતા માટે રવીવારે અથવા જન્મ

નક્ષત્રના દીવસે અથવા અમાવાસ્યાને દીવસે પોતાની મરજી મુજબ મનમાન્યા પદાર્થોનું ભોજન કરે તો ઇશ્વર તેની મનકામના સહાય પુર્ણ કરે.

શિક્ષા ૩૨ મી–હે અરજુન ! જે મનુષ્યે કાંઇ વસ્તુ કોઇને ધર્માદા તરીકે આપી હોય અને પાછી લે અથવા પોતાના મનમાં કોઇ વસ્તુ ધર્માદા આપવી કરીને જો તે પછી ન આપે તો તે માટે પાપી થાય છે અથવા કોઇની ઉછીતી કોઇ કારણથી વસ્તુ પચાવી જાય તે આ જન્મમાં અપકીર્તી પામી બીજા જન્મમાં સહસ્રગણું આપતાં પણ પાપના બંધનથી છુટતો નથી, માટે મનુષ્યને ઉચીત છે કે મોઢથી બોલીને ફરી જવું નહિં.

શિક્ષા ૩૩મી–હે અર્જુન ! જે માણસ પોતાની છોકરીનું લગ્ન પૈસા લઇને કરે છે તે મહા પાતકી થાય છે અને તે પાપના ફળથી નિર્ધન થઇ દરીદ્ર અવસ્થાને પામે છે એટલુંજ નહી પણ તેના પીતૃદેવ શ્રાધ્ધથી પણ વિમુખ રહી નર્કમાં વાસ કરે છે.

શિક્ષા ૩૪ મી–હે અર્જુન ! મનુષ્યને ઉચીત છે કે કોઇએ કાંઇ વસ્તુની માગણી કરી હોય અને તે આપણી પાસે હોય તો તે આપવી કેમકે તેથી અશ્વમેઘ યજ્ઞ કર્યા સરખુ પુણ્ય થાય છે.

શિક્ષા ૩૫ મી–હે અર્જુન ! જે માણસ ઇશ્વરે આપેલી

બક્ષીસ ઉપર સંતોષ ન માનતાં બીજાની અપેક્ષા કરે છે તે સદાકાળ દુઃખી અવસ્થામાં રહે છે એટલા માટે મનુષ્યે સંતોષ રાખવો. કેમકે સંતોષી સદા સુખી.

શિક્ષા ૩૬ મી–હે અર્જુન! જે મનુષ્ય પોતાની મનકામના સિદ્ધ કરવા ચાર પાયાના આસન ( ખુરસી, ખાટલો વિગેરે ઉપર બેસીને પરીબ્રહ્મ જગદીશ્વરનું પૂજન કરે તો તે અફળ જાય છે એટલા માટે ભોંય ઉપર એકાંતમાં પવિત્ર આસન જેવા કે દર્ભાસન, પુર્વ ભણી મુખ રાખી એક ચિત્તે પરમાત્માનું સ્મરણ પૂજનમાં મન લગાવે તો તે ફળદાયક છે.

શિક્ષા ૩૭ મી–હે અર્જુન! જે મનુષ્ય તીર્થકાંઠે જઇ પરસ્ત્રીને કુદૃષ્ટિથી નીહાળે તો તે પાપની મુકતી કોઈ જગ્યાએ થતી નથી અને અંતકાળે યમદુત તે પાપીને નર્કમાં લઇ જઈ લોઢાની તપાવેલી સીખો તેની આંખોમાં ખોસે અને અનેક પ્રકારનાં દુઃખ આપે છે એ સાંભળી અર્જુને વિનંતી કરી કે હે જગતગુરૂ અંતર્યામી કૃપા કરી કાંઈ બીજી પણ લાભકારી શિક્ષાનો ઉપદેશ કરો કે જેથી મનરૂપી મહેલમાં જ્ઞાનરૂપી દીવાનો ઉજાસ થાય.

શિક્ષા ૩૮ મી–હે અર્જુન! જે મનુષ્ય ગંગાસ્નાન કરવા જતી વખતે પગમાં પગરખાં પહેરી જાય તો તે સ્નાનનું ફળ પામતો નથી.

શિક્ષા ૩૯ મી–હે અર્જુન! જે મનુષ્ય ચાર ભાઇઓની

વચમાં બોલીને ખાવાનું મંગાવે અને તે બીજાઓને ન આપતાં એકલો ખાય તો તે પાપથી મુકત થતો નથી પણ આ વાતનો ગરીબને દોષ નથી.

શિક્ષા ૪૦ મી–હે અર્જુન ! જે મનુષ્ય રવીવારે દ્વાદસીએ તથા અમાવાસ્યાના દીવસે ખીચડી ખાય તો પાપના બંધનથી બીજા ઉત્તમ પદાર્થોથી વિમુખ રહે છે, અને તેની પ્રજા ( પુર્વ ) જીવે નહી.

શિક્ષા ૪૧ મી–હે અર્જુન ! બારસને દીવસે પુરાણ વાંચવાથી સાંભળવું અયોગ્ય છે, માટે તે દીવસે શ્રી વ્યાસ મુની આખો દહાડો પરીબ્રહ્મ પરમાત્મના પુજનમાં ધ્યાન રાખી બેસે છે તેથી જો કોઈ પુરાણ વાંચે તો તે ધ્યાનમાં ચલાયમાન થાય છે.

શિક્ષા ૪૨ મી–હે અર્જુન! રવીવારે અથવા વ્રત ધારણને દીવસે દર્પણમાં મુખ જોવું અયોગ્ય છે.

શિક્ષા ૪૩ મી–હે અર્જુન! જે ખાટલા ઉપર ધણી ધણીઆણી સુતા હોય તે ખાટલા ઉપર બીજાએ સુવું અથવા બેસવું નહી આ દોષ સુનારા ધણી ધણીયાણીથી મોટા હોય તેનેજ લાગે છે, પણ બાળકોને બાધ કરતા નથી.

શિક્ષા ૪૪ મી–હે અર્જુન ! જે માણુસ તલની ચોરી કરે તે મહા પાતકી થાય છે એટલુંજ નહી પણ કોઇ તલ ખવરાવે તો તે ખાવામાં પણ દોષ છે, આ સાંભળી અર્જુને

પ્રશ્ન કર્યો કે હે મહારાજ કોઈ સગુંવહાલું તલ ખવરાવે તો તે શી રીતે ખાવા? ત્યારે શ્રીકૃષ્ણજીએ કહ્યું કે ભોજનના બદલામાં કોઇને તલ ખવરાવવા નહી પણ બ્રાહ્મણને આપવા જેથી પુણ્ય થાય.

શિક્ષા ૪૫ મી–હે અર્જુન! જે માણસ લાઘવી (પીસાબ) કરીને પાણી લઇ હાથ પગ ધોતા નથી ને અપવીત્ર રહે છે અને તેથી તેને સદ્દકર્મનું ફળ મળી શકતું નથી.

શિક્ષા ૪૬ મી–હે અર્જુન! જે મનુષ્ય એકાગ્ર ચીત્ત રાખી કથા વાર્તામાં ધ્યાન રાખે તે વૈકુંઠમાં નાના પ્રકારનાં સુખ ભોગવે છે.

શિક્ષા ૪૭ મી–હે અર્જુન! જે મનુષ્ય અનામત વસ્તુને પોતાના કબજામાં લે તે અનેક પ્રકારના દુઃખ ભોગવી અંતકાળે નરકનો અધીકારી થાય ને તેની સ્ત્રીને વાંઝીયાપણું ભોગવવું પડે.

શિક્ષા ૪૮ મી–હે અર્જુન! જે મનુષ્ય પોતાની પરણેલી સ્ત્રીનો ત્યાગ કરે અથવા ગાયના ટોળામાં જઇ વિના કારણે મૈથુન કરતાં ગાયને ડરાવી નસાડે તો તે નર્કનો અધીકારી થાય છે તેમજ તેનો વંશ ઘેલો–ગાંડો થાય છે.

શિક્ષા ૪૯ મી–હે અર્જુન! જેનો લેણદાર તગાદો કરી બારણામાં બેઠો હોય તે વખતે કરજદાર માણસ જો ઘરમાં રહી અન્ન જલ લે તો તે અપરાધી થવાથી આખો જન્મ

દરીદ્ર રહે છે.

શિક્ષા ૫૦ મી—હે અર્જુન! જે મનુષ્ય પોતાના કુટુંબની અથવા નાતની નિંદા કરે છે તો તે પુત્રનું સુખ પામતો નથી.

શિક્ષા ૫૧ મી—હે અર્જુન! જે મનુષ્ય પોતાની બડાઇ કરે અથવા બીજાને મોઢેથી સાંભળીને મલકાઇ જાય તેને મુર્ખ જાણવો, એટલુંજ નહિ પણ અંતકાળે નરકનો અધીકારી થાય છે માટે મનુષ્યને ઉચીત છે કે સ્વગુણ મુખથી ગાવો નહી.

શિક્ષા ૫૨મી—હે અર્જુન! જે મનુષ્ય બગીચા અથવા તળાવની પાળને તથા વૃક્ષના મુળને વગર વીચારે ઉન્મત થઈને તોડી પાડે અથવા શીખેલી વિદ્યા ઉપર ધ્યાન ન રાખતાં અનીતીથી ચાલે છે તો તે પાપથી મુકિત ના પામતાં અંતકાળે નર્કમાં જાય છે.

શિક્ષા ૫૩મી—હે અર્જુન! જે મનુષ્ય પોતાના પાળેલા જનાવરને ભૂખ્યા રાખે અથવા નિર્દયપણે હદથી જાદે મહેનત કરાવે તેને મોટો પાપી જાણવો. આવા પાપથી ધન, સંતાનનું સુખ ન પામતાં આગલા જન્મમાં વ્યંઢળ અથવા નપુંસક થાય કદાચિત પુન્યના પ્રતાપથી તેમ નહી બને તો તે પાપથી તેની પ્રજા તો અવશ્ય નપુંસક થાય એમાં કાંઇ પણ સંદેહ જાણવો નહિ.

શિક્ષા ૫૪મી—હે અર્જુન! જે માણસ રૂપીયાને બદલે

જમીન કબજે રાખે છે તો તે પાપથી આંખે આંધળો થઇ સંતાનનું સુખ પામતો નથી.

શિક્ષા ૫૫મી–હે અર્જુન! જે મનુષ્ય વડીલો પાસે જુઠું બોલે છે તે દોષિત થાય છે.

શિક્ષા ૫૬મી–હે અર્જુન! જે ચારો ચરતી ગાયને હાંકી કહાડે છે તે પાપના બંધનથી પુત્રનું સુખ પામતો નથી.

શિક્ષા ૫૭મી–હે અર્જુન! જે માણસ શુદ્ધ સ્થાનમાં જઇને અસામર્થ્યપણું દેખાડી પોતાના સ્વામીને એકલો મુકી નાશી જાય તે કોઢીઓ થાય છે એટલુંજ નહી પણ અંતકાળે રૌ રૌ નર્કમાં પડે છે.

શિક્ષા ૫૮મી–હે અર્જુન! જે માણસે તીર્થકાંઠે જઇ પોતાની સ્ત્રી સહિત (એક વસ્ત્રે) સ્નાન કર્યું નથી તેનું જીવવું પશુ સમાન છે માટે મનુષ્યને ઉચીત છે કે એક વખત તીર્થકાંઠે જઇ સ્ત્રી સહિત એક વસ્ત્રે સ્નાન કરી અશ્વમેધ યજ્ઞ કર્યાનું પુણ્ય થાય છે. આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે હે અંતરજામી દીનબંધુ, આપે આજ્ઞા કરી તે અતી ઉત્તમ છે પરંતુ તિર્થકાંઠે જવા માટે પૈસા ન હોય તેવા માણસને અથવા શરીરે અશક્ત થએલા માણસે શું કરવું ઉચિત છે તે કૃપા કરી કહો. ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને આજ્ઞા કરી કે હે અર્જુન! તેવા મનુષ્યે અમાવાસ્યા, પુર્ણિમા, જન્મ નક્ષત્ર, સિદ્ધીયોગ અથવા વ્યતીપાતાદી શુભ વારે

પોતાની સ્ત્રી સહિત તળાવ, નદી, હોજ, કુંડ અથવા પોતાને ઘેર સ્નાન કરી શક્તિ પ્રમાણે પુણ્યદાન કરે એથી તીર્થસ્થાનથી પણ અધિક ફલને પામે છે અને થયેલાં પાપોથી મુક્તિ પામી વૈકુંઠમાં વાસ કરે છે. હે અર્જુન! આ શિક્ષા વેદમાં ગુપ્ત રહી છે, અને દેવતા પણ જાણવાને અશક્ત છે પરંતુ હું તને મારો પરમ ભકત જાણી તારા હીત માટે કહું છુ.

શિક્ષા ૫૯મી–હે અર્જુન! જે મનુષ્ય બીજાની એબ ઉઘાડી કરે તે રૌ રૌ નર્કમાં પડે છે.

શિક્ષા ૬૦મી–હે અર્જુન! જે દીવસે ગાય વાછરડાને જન્મ આપે છે તે દીવસથી ૮૦ દીવસ સુધી ગાયને દોહી વાછરડાને ન પાતાં પોતાના ઉપયોગમાં દુધ લે છે તો તે પાપથી સંતાનનું સુખ ન પામતાં ઘણા વર્ષ નર્કમાં વાસ કરે છે.

શિક્ષા ૬૧મી–હે અર્જુન! જે માણુસ પોતાના કુટુંબનો દ્રોહ કરી જીવથી મારી નાખે છે અથવા ભુંડું ઇચ્છે છે તે મોટો પાપી જાણવો.

શિક્ષા ૬૨મી–હે અર્જુન! જે મનુષ્ય બીજાનો હીસ્સો પોતાના કબજામાં કરે તો તેની સ્ત્રી દુરાચારણી થાય પોતે જન્મભર દરિદ્રાવસ્થા ભોગવે અને સંતાનથી વિમુખ રહે. કદાચ પુત્ર આવે તો તે મરી જાય છે અને જો પુત્રી આવે અને જીવે તો તે વિધવા અવસ્થા થઇને પોતે ચાર જન્મ સુધી અંધ અવસ્થા ભોગવે તે પછી યમના દુત લોઢાના

તપાવેલા થાંભલા વડે બાંધીને તેને મારે છે.

શિક્ષા ૬૩મી–હે અર્જુન! જે મનુષ્ય સુર્ય અથવા ચંદ્ર ગ્રહણના ઘેરાવા વખતે ખાય, પાણી પીયે અથવા પીસાબ કરે તો તે સુર્ય ચંદ્રના શ્રાપથી ધન તથા સંતાનનું સુખ પામતો નથી.

શિક્ષા ૬૪મી–હે અર્જુન! દીશાએ જવા માટે લીધેલ પાણીમાંથી બાકી રહેલા પાણીએ હાથ પગ ધોવે તો દોષ લાગે છે અને તેના કુટુંબને પ્રેત બાધ કરે છે કેમકે એ પાણી પ્રેતના ભાગનું કહેવાય છે માટે તે લેવું નહી.

શિક્ષા ૬૫મી–હે અર્જુન! સંતાનહીન પુરૂષનું જીવવું વ્યર્થ છે કારણ કે શ્રાદ્ધ તર્પણથી વિમુખ રહે છે. આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે હે સ્વામી પુત્રહીણ માણસને કોના હાથથી શ્રાદ્ધ તર્પણ પહોંચે તે કૃપા કરી આજ્ઞા કરો. ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે હે અર્જુન! આ વાત ગુપ્ત છે તો પણ તને હું મારો પરમ ભકત જાણી કહું છું કે પુત્રહીન પુરૂષની સ્ત્રી સુશીલ ધર્મ પાળવાવાળી હોય અને તે પ્રીતી-ભાવથી શુદ્ધ શ્રાદ્ધ તર્પણ કરે તો તેના પતીને પહોંચે છે અને આવી પતીવૃતા સ્ત્રીના સારા કર્મથી સાતે પેઢીના પીતૃઓ વૈકુંઠમાં વાસ કરે છે અને તેનો પતી પણ પોતાના પાપ કર્યાથી જો નર્કમાં પડયો હોય તો તે પણ વૈકુંઠને પામે છે.

શિક્ષા ૬૬મી–હે અર્જુન! દ્વાદશી અમાવાસ્યા તથા રવી વારે જે મનુષ્ય શરીરે તેલ લગાવે છે તે દોષીત થાય છે.

શિક્ષા ૯૭મી—હે અર્જુન ! કોઇ પણ માણસે પોતાના આંગણામાં વડ અથવા પીપળાનું ઝાડ રાખવું નહી અને હોય તો તેનું ચંદન, અક્ષત, પુષ્પ, નૈવેદ, ધુપ દીપ જળ વીગેરેથી પુજન કરવું. કારણ કે પીતૃદેવ પ્રતીદીન એકવાર પોતાના પરીવારને ઘેર આવે છે તો તે વડે પીપળામાં રહેલા ભુત, પીશાચ, પ્રેતાદીકના ડરવાથી નાસી જઇ શ્રાપ આપે છે અથવા પીતૃ નીમીત્તે જે કાંઇ બ્રહ્મભોજન કરાવે તે પીતૃદેવને નહી પુગતાં ઉપલા કારણથી નીષ્ફળ જાય છે તેથી તે સદા નીર્ધન થઇ દરીદ્રી અવસ્થા ભોગવે છે માટે ઘર આગળ પીપળો અથવા વડનું વૃક્ષ રાખવું નહી તેમજ તેની નીચે દીવો રાખવો પણ અશુભ છે.

શિક્ષા ૯૮મી—હે અર્જુન ! જે મનુષ્ય દેહ અતી કઠીનતાથી પુર્વના પુન્યે પ્રાપ્ત થાય છે. તેથી આ અમુલ્ય દેહને ગળામાં ફાંસો નાંખવો અયોગ્ય છે કારણ કે પોતે દરેક માણસના માથાની ચોટલી પોતાના હાથમાં રાખી છે તેથી તે પોતાની ખુશી મુજબ દેહમાંથી જીવને ખેંચી લે છે પણ માણસથી જાણી શકાતું નથી કે આપણું મોત કયારે થશે. બાળ અવસ્થામાં તથા યુવાવસ્થામાં ઇશ્વર આરાધન વૃદ્ધ અવસ્થામાં કરીશું એમ માનવું એ ભુલ ભરેલું છે, માટે મનુષ્યને ઉચીત છે કે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે વગેરે દુર્ગુણ તજીને ઇશ્વરે જે આપેલું તેમાં સંતોષ

માની હર્ષ શોક, હાની, લાભ સરખી જાણી સર્વ જીવને પુર્ણ બ્રહ્મ પરમેશ્વર સમાન જાણી સદા સચ્ચિદાનંદ નારાયણના ચરણારવિંદમાં–મન લગાવી પ્રસન્નતાથી સ્મરણ કરવું કેમકે માતા પીતા–ભાઈ તથા સગાંવહાલાં કોઇ પણ સહાય કરતાં નથી માત્ર પોતાના સુકર્મથી સહાયતા મળે છે.

શિક્ષા ૬૯મી–હે અર્જુન! જે મનુષ્ય પ્રતિદીન પીપળાને પાણી ન રેડે અથવા પખવાડીએ મહાદેવનું વ્રત પુજન કરે નહિ તો તે સદા નિર્ધનતાથી દુઃખી રહે અને તેનું જીવવું શિયાળના જેવું છે. આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે હે વાસુદેવ! જગતગુરૂ! જો કોઇ મનુષ્યથી નીત્યનીયમ ન રહે તો તેણે શું કરવું. ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે શનીવારને દીવસે પીપળાના મુળમાં બ્રહ્મા, છાલમાં વિષ્ણું, ડાળીઓમાં મહાદેવ, પાંદડે પાંદડે તેત્રીસ કરોડ દેવતાનો વાસો રહે છે તેથી તે દીવસે પીપળાનું પુજન કરવું તે પુજનની વીધી કહું છું તે સાંભળ. સઘળાં તીર્થો (ગંગાજળ, સમુદ્રંજળ, દહી, સાકર, મધ) સહીત પુજન કરી પ્રદક્ષીણા કરી, શક્તિ પ્રમાણે પીપળાના વૃક્ષ નીચે બ્રહ્મભોજન કરાવી પોતે પણ કરે તો પુણ્યના પ્રતાપથી દેવતાઓના આશીર્વાદ પામી ધન સંતાનથી સુખ પામે અને અંતકાળે જમના દુતો તેનાથી ડરી નાસી જાય. આ રીતે પીપળાનું પુજન તીર્થસ્નાન યજ્ઞના ફળની બરોબરી કરનારૂં છે. હવે મહાદેવના પૂજનની વીધી આ

પ્રમાણે કરવી મહા મહીનાની કૃષ્ણ ચતુર્દશીએ મહાદેવનું વ્રત ધારણ કરી રાત્રીનું જાગરણ કરી ચાર વેદના મંત્રોથી તીર્થો (દુધ, સાકર, ઘી, ગંગાજળ મધ આદી) મહાદેવને સ્નાન કરાવી વીધીપૂર્વક પૂજન કરે તો એ થએલા પાપનો નાશ થઇ શિવલોકમાં વાસ પામી મનકામના પુર્ણ થાય છે. કદાચ આ વ્રત પુરૂષ ન રાખી શકે તો તેની સ્ત્રી આવી રીતે વ્રત રાખે અને મહાદેવની પ્રીતિ સાથે પુજા કરે તો આ વ્રતનું ફળ બધા વ્રત કરતાં પરિપુર્ણ મળે. અર્જુન આવા શીક્ષારૂપ વચનો સાંભળી પ્રસન્નતાથી વિનયપૂર્વક દંડવત કરી બોલ્યા કે હે દીનદયાળ! આપના મુખથી આવી શિક્ષા સાંભળી મારી બુદ્ધિ વૃદ્ધિ પામે છે. તે સાંભળી શ્રી ભગવાને કહ્યું કે હે અર્જુન! આ પ્રમાણેની બોધરૂપી શીક્ષાઓ વીસ્તારીને જે તારી આગળ કહું છું તે તું ચીત્ત લગાડીને સાંભળ.

શિક્ષા ૭૦મી–હે અર્જુન! જે કોઇ મનુષ્ય સ્નાન કરી ઉમરડા અને મહુડાના ઝાડ નીચે જાય તો સ્નાનના ચોથા ભાગનું ફળ તે ઝાડને જાય છે. એ સાંભળી અર્જુને તેનું કારણ પુછતાં શ્રી કૃષ્ણજીએ કહ્યું કે જ્યારે નરસિંહ અવતારે પોતાના નખથી હિરણાક્ષનું પેટ ફાડયું ત્યારે નરસિંહના નખમાં બળતરા થવા લાગી તેવામાં નરસિંહને ઉપલાં બે વૃક્ષો નજરે પડયાં તેનાં પાંદડાં નખે લગાવાથી બળતરા મટી અને આરામ થયો ત્યારે નૃસિંહજીએ પ્રસન્ન થઇ પેલા બે

વૃક્ષોને વરદાન આપ્યું કે જે કોઇ માણસ સ્નાન કરીને તમારી નીચે આવશે તેના સ્નાનના ફળનો ચોથો હીસ્સો તમને પ્રાપ્ત થશે એ સાંભળીને અર્જુને પુછયું કે હે શ્રી કૃષ્ણ પરમાત્મા! કોઇ માણસ ગફલતથી તે ઝાડ નીચે જાય તો તેમાંથી શી રીતે બચે. ત્યારે શ્રીકૃષ્ણજીએ કહ્યું કે તે ઝાડ નીચે જનારૂં માણસ ત્રણ વખત શ્રી નૃસિંહ અવતારનું નામ લે તો તેના સ્નાનનું ફળ વૃક્ષને નહિ જતાં પોતાને પ્રાપ્ત થાય.

શિક્ષા ૭૧મી–હે અર્જુન! ને મનુષ્ય સ્નાન કર્યા પછી ખાટલા ઉપર બેસે અથવા બહાર જઈને લોકોને અડકે તો તેને ફરી નાહવું જોઇએ પણ સ્નાન કરી જમીને બહાર જાય તો તો તેને દોષ લાગતો નથી.

શિક્ષા ૭૨મી–હે અર્જુન જે મનુષ્ય આંબાનું ઝાડ કાપે તેને મહા દોષ છે અને જો આંબાનાં દસ ઝાડ કાપે તો એક બ્રહ્મહત્યાના દોષની બરાબર છે માટે કોઈ મનુષ્યે આંબાના ઝાડને કાપવું નહી અને જો કોઇ ઝાડ રોપીને બાગ કરાવે અથવા જાતે કરે તો તેને યજ્ઞના ફળની બરોબર ફળની પ્રાપ્તી થાય અને જો બાગ (વાડી) કરવાની શકિત ન હોય તો જળવાળા ઉત્તમ સ્થાન ઉપર પાંચ વૃક્ષ રોપે તો તે વૃક્ષની આશીષથી અંતકાળે મોક્ષગતિને પામે.

શિક્ષા ૭૩મી–હે અર્જુન! જે મનુષ્ય પોતાને ઘેર

તુલસીનું ઝાડ વાવે અને હમેશાં સ્નાન કરી તુલસીને જળ, ચંદન, અક્ષત, પુષ્પ, નૈવેદ, ધુપ, દીપ વીગેરેથી પ્રતીદીન, પુજા કરે તો તેના ઘેર જમના દુતો નહી આવતાં લક્ષ્મીજી પ્રસન્ન થઇ ઘરમાં વાસ કરી સુખમાં વૃદ્ધિ કરે છે તેમજ અશ્વમેઘ કર્યા જેટલું ફળ થાય છે અને જો હંમેશાં તુલસીની પૂજા કરવી બને નહી તો અષાડ આસો કારતક માસના દરેક દીવસે પુજા કરે તો તેનું ફળ યજ્ઞના ફળની બરોબર મળે તેમજ કોઇ માણુસ આંબલીના ઝાડ નીચે બ્રાહ્મણને જમાડે તો તેનું પુણ્ય યજ્ઞની બરોબરી કરનારૂં છે પણ રવીવારે આંબલીના ઝાડની પુજા કરવી તેનો દોષ છે માટે તેમ ન કરવું.

શિક્ષા ૭૪ મી—હે અર્જુન! જે કોઇ પુરૂષ તીથી વાર નક્ષત્ર સમય વગર શ્રાદ્ધ કરે છે તે તેના પીતૃદેવતાઓને પહોંચતું નથી.

શિક્ષા ૭૫ મી—હે અર્જુન! જે મનુષ્યના ઘરમાં વાંઝણી સ્ત્રી હોય તેનું જીવવું પશુ સમાન છે. તેના હાથથી બનાવેલી રસોઇ પણ જમવી અયોગ્ય છે. આ કારણથી તેના મુખમાં દુર્ગંધી પેદા થાય છે. એવું સાંભળી અર્જૂને પ્રશ્ન કર્યો કે એવી સ્ત્રી ઘરમાં અથવા સગાંવહાલાંમાં હોય અને તે સ્ત્રી સીવાય બીજું કોઇ રસોઇ કરનાર ન હોય તો કેમ કરવું તે કૃપા કરી આજ્ઞા કરો ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું

કે ભોજન કરવાને સમયે અનંત ભકિત પરબ્રહ્મ કમળનયન ધર્મ રક્ષકનું નામ લઈને પ્રાર્થના કરી કહેવું કે હે જગદીશ્વર અધમ ઉધારણ, ભયભંજન અઘમોચન તુંજ છે એવી રીતે શ્વાસે શ્વાસે નામ લઇને પૃથ્વી ઉપર જળની ધાર દઇ જયોતીસ્વરૂપનું ધ્યાન ધરી ભોજન કરે તો તેને બાધ ન લાગતાં ધન સંતાનની પ્રાપ્તી થાય છે.

શિક્ષા ૭૬ મી–હે અર્જુન! જળ પીવા માટે કોઈની પાસે માગણી કરી હોય અને જળથી ભરીને લોટો લાવે તો તે હાથોહાથ ન લેતાં જમીન ઉપર મુકાવી પછી પોતાને હાથે લઈને પીયે તો તેમાં દોષ નથી પણ હાથોહાથ લઇને પીયે તેમાં દોષ છે.

શિક્ષા ૭૭ મી–હે અર્જુન! જે મનુષ્ય ભોજન કરેલાં એઠાં વાસણો તરત સાફ ન કરતાં એમને એમ રાખી મુકે તો તે અન્નદેવતાના શ્રાપથી સદા દરીદ્રી રહી બહુ દુઃખ પામે છે.

શિક્ષા ૭૮ મી–હે અર્જુન! જે મનુષ્ય પોતાનું આંગણું લીપીગુપીને સાફ ન રાખે તો તે મહાદેવજીના તથા પોતાના પીતૃદેવતાના શ્રાપથી છઠે મહીને નીરાધાર થઇ અતી દુઃખ પામે, અને આ વાત પણ ધ્યાનમાં રાખવી કે પીતાના પાપથી પુત્ર દરીદ્રી થાય છે અને સ્રીના પાપથી પુરૂષને મુકતી મળતી નથી. કદી પોતાના પુણ્યના બળે કરી સ્વર્ગની પ્રાપ્તી થઇ હોય તો તે નાશ થઇ જાય છે.

શિક્ષા ૭૯મી—હે અર્જુન! જે મનુષ્ય નદી તળાવ વીગેરે છોડીને ઘરમાં ગરમ પાણીએ ન્હાય છે તેનું નહાવું અશુદ્ધ છે. આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે કોઈ ગામમાં નદી વીગેરે ન્હાવાના સ્થળો ન હોય તો તેનું કેમ? તે કૃપા કરી આજ્ઞા કરો. ત્યારે શ્રી કૃષ્ણજીએ કહ્યું કે જો ગરમ પાણીમાં હાથ બોળ્યા સિવાય સ્નાન કરે તો ગંગાસ્નાન જેવું શુદ્ધ છે. હે અર્જૂન! આવી આવી વાતોમાં બહુ ધ્યાન રાખવાની જરૂર છે પણ તે કોઇનાથી રાખી શકાતું નથી એજ મોટું આશ્ચર્ય છે. પરંતુ પરમાત્માની ભક્તી કરીને મુક્તિ પામેલ એવા બુદ્ધિમાન પુરૂષો તો અવશ્ય ધ્યાન લગાવે છે. આ સાંભળી અર્જૂને બહુ શોચ કરી શ્રી કૃષ્ણ ભગવાનના ચરણાર્વિંદમાં શીશ નમાવી વીનતી કરી કે હે સચ્ચીદાનંદ વાસુદેવ! આપે આ આજ્ઞાઓ કરી તેમાંથી કેટલીક બને છે અને કેટલીક નથી બનતી તો તેના દોષથી મુક્ત કેમ થવાય તે કૃપા કરી આજ્ઞા કરો ત્યારે શ્રી કૃષ્ણભગવાને અર્જૂનને બહુ શોચ કરતો જાણી દયાળુપણે આજ્ઞા કરી કે:—

—: દુહો :—

વીતેલ વાતનો શોચ ન કરતાં ધીરજ મનમાં ધાર<br>
ધ્યાન ધરો એટલાજ પર મટે પાપ નીરધાર.

શિક્ષા ૮૦મી—હે અર્જુન! જે મનુષ્ય સ્નાન કરી લલાટમાં તીલક કરતો નથી તેનું સ્નાન અફળ જાય છે તેમજ તીલક

કરવાથી યમના દુતો તીલક જોઇને ડરી જાય છે, અર્થાત ઝાઝુ દુઃખ ન આપતાં લાજ આબરૂથી ધર્મરાજાની કચેરીમાં ખડા કરે છે.

શિક્ષા ૮૧મી–હે અર્જુન ! મનુષ્ય કાયા કોઈ મોટા પુન્યના પ્રતાપે કદાચીત પ્રાપ્ત થાય છે તોપણ જીવને ભોજનની પ્રાપ્તી માટે અતી દુઃખ સોસતે પણ પ્રતીદીન પ્રાપ્તી થતી નથી તો પૂર્ણિમાને દીને તો અવશ્ય ભોજન કરવું ઉચીત છે અને તેથી મોટું પૂણ્ય થાય છે.

શિક્ષા ૮૨મી–હે અર્જુન ! મનુષ્ય મસુર, ગાજર, લસણ અને કાંદા (ડુંગળી) આમાંની કોઇ પણ વસ્તુ ખાય છે તો તેનો સ્વર્ગમાં વાસ થવો દુર્લભ છે કારણ કે ઉપલી ચીજોનાં બી માણસના પેટમાં એકવીસ દીવસ સુધી રહે છે અને આ એકવીસ દીવસમાં માણસનું મૃત્યુ આવે તો તે નર્કમાં જાય છે. આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે હે ત્રીલોકીનાથ જગતપાલન પ્રભુ કોઇ માણસે ઉપલી વસ્તુમાંથી એકાદી વસ્તુ ખાધી હોય અને તરત માંદો પડતાં અંતકાળ પાસે આવે તો તેના દોષથી મુકત થવું તે કૃપા કરીને કહો, ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે જો તે માણસ ગંગાજળનું પાન કરે તો તે દોષથી મુકત થાય છે અને આ કારણથી નર્કે જતો અટકે છે માટે કોઇ માણસે ઉપલી વસ્તુમાંથી કોઈ પણ જાણી જોઇને ખાવી નહી.

શિક્ષા ૮૩ મી–હે અરજુન ! જે મનુષ્ય દિવસ અને રાત્રીએ પોતાના ઘરમાં ઘીનો દીવો બળતો રાખે તો તેના ઉપર પિતૃદેવતા પ્રસન્ન થઇ દિનપ્રતિદિન આશીશ આપી ધન સંતાનમાં વૃદ્ધિ કરે તેમજ આગળ ભવમાં તે મનુષ્ય પરમેશ્વરની અતિ કૃપાએ કરી ઘણું સુખ પામી અંતકાળે મોક્ષપદને પામશે અને સુખ ભોગવશે.

શિક્ષા ૮૪ મી–હે અરજુન ! જે માણસ ભોજન કરતાં પડી રહેલી જુઠ (જમતાં પડી રહેલું ભોજન) તેનું બીજી વખત ભોજન કરે અગર તે બીજા કોઇને ભોજન કરાવે તો આ મહા દોષથી નિશ્ચય દરીદ્રિ અવસ્થાને પામે.

શિક્ષા ૮૫ મી–હે અરજુન ! મનુષ્ય રાત્રીએ અંધારામાં ભોજન કરે અથવા કરતી વખત દીવો બુઝાઇ જાય તો પણ જમવું ચાલુ રાખે તો આ દોષના કારણથી ધન સંતાનનું સુખ નહી પામતાં દુઃખી રહે. અંધારે જમવું તે પ્રેતની સાથે જમ્યા બરોબર છે.

શિક્ષા ૮૬ મી–હે અરજુન ! જે મનુષ્ય પોતાને માથે મુકવાની બાંધેલી પાઘડી બીજાને માથે મુકવા આપે તો તેનો બહુ દોષ છે કારણ કે પાઘડી આપનારની બુદ્ધિમાં ઘટાડો થાય છે અને પાઘડી લેનારની બુદ્ધિમાં વધારો થાય છે.

શિક્ષા ૮૭ મી–હે અરજુન ! જે મનુષ્ય દક્ષિણ દીશા સામું મોઢું રાખી સુવે છે તેને તેમ સુવામાં ઘણો દોષ છે.

શિક્ષા ૮૮ મી—હે અરજુન ! ચાર વરસની છોકરી તે પારવતી સમાન અને છ વરસની તો કન્યા કહેવાય છે તેવે વખતે જો વીવાહ કરે તો મોટા યજ્ઞ સમાન ફળ પ્રાપ્ત થાય છે. જેઓ બાર વર્ષની કન્યાવયે પહોંચ્યા છતાં લગ્ન કરતા નથી તો તેને મોટા દોષ લાગે છે માટે કન્યાને બાર વરસની અંદર પરણાવવી.

શિક્ષા ૮૯ મી—હે અરજુન ! જે માણુસ માથે પાઘડી અને કમરમાં ધોતીયું પહેરીને કચ્છો વાળે તો આ ભવમાં જેટલું પુણ્યદાન કર્યું હોય તેનું ફળ મળતું નથી અને તેના પાપે કરી અંતકાળ વખતે નરકમાં જાય છે તેમજ તેના પીતૃદેવતા જેઓ સ્વર્ગમાં હોય છે ત્યાં નહી રહેતાં નરકમાં વાસ કરે છે કારણુ કે તેના પગ પૃથ્વીપર મુકવા તે ગાયના શરીર ઉપર મુકવા બરોબર છે.

શિક્ષા ૯૦ મી—હે અરજુન ! જે મનુષ્ય રાત્રીનું વાસી રહેલું જળ જે બીજે દીવસે શ્રાદ્ધ કે તરપણુના ઉપયોગમાં લીયે તો તે લોહીમાં તરપણુ કર્યો બરોબર, વાશી જળે તરપણુ કર્યાથી માણુસ ઘોર નરકમાં જઈ લોહીના કુંડમાં વાસ કરે છે માટે વાસી જળથી તરપણુ કોઈએ કરવું નહી.

શિક્ષા ૯૧મી—હે અર્જુન ! મનુષ્યોએ પોતાના હાથ કાન તથા ગળામાં સોનું પહેરવું એ મહા પવીત્ર છે કારણુ કે જે જળ સોનાથી અડીને આપણા શરીર ઉપર પડે છે

તે જળને ગંગા નદીના જળ સમાન જાણવું.

શિક્ષા ૯૨મી—હે અર્જુન ! જે મનુષ્ય ગંગા આદી તીર્થોમાં નહાયા પહેલાં પોતાનું ધોતીયું ધુવે તો તેને દોષ લાગે છે.

શિક્ષા ૯૩મી—હે અર્જુન ! જે મનુષ્ય તીર્થ કરવા જાય તેણે પહેલાં સ્નાન કરીને તરપણ કરતી વખતે જો કાળ-ક્ષેમનો વિચાર મનમાં આણે તો તર્પણ કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે અને પીતૃદેવતાને તર્પણ પહોંચે છે.

શિક્ષા ૯૪મી—હે અર્જુન ! તીર્થકાંઠે જઈ જે માણસ બીમારીથી મૃત્યુ પામે તો તેને અર્ધબાળી ( દહન કરી ) ક્ષેત્રમાં તીર્થ વાળી નદીમાં ફેકી દીયે તો આ દોષથી અંત-કાળ વખતે નર્કનો અધીકારી થાય અને જો તેવા શબને બરોબર દહન કરી ( શુદ્ધ કરી ) ને તેની રાખ ઉપર સાત દીવસ સુધી બરાબર બંદોબસ્ત સાથે ગાય શીવાય કુતરાં, બીલાડાં, ગધેડાં, આદી ચાર પગવાળાં પશુ તેમજ સ્ત્રીનો પડછાયો પાડવા નહી દીયે અને આઠમે દીવસે સ્નાન કરી તે રાખને ક્ષેત્ર નદીમાં પધરાવી અને ક્ષેત્રથી માટીથી શબને બાળેલી જગો લીપી સાફ કરે તો જગતના બધા તીર્થો કર્યાનું ફળ તથા મોટા મોટા યજ્ઞ કર્યાનું ફળ પ્રાપ્ત થાય અને મરનાર વૈકુંઠવાસ પામે અને બાળનાર તથા તેની ક્રીયા કરનારને હંમેશાં આશીષ આપે.

શિક્ષા ૯૫મી–હે અર્જુન ! સુર્યનો પ્રકાશ (તડકો) હોય અને તેવામાં વરસાદ વરસતો હોય તેમાં જે કોઇ માણુસ ન્હાય તો તેને ગંગાસ્નાન કર્યા બરોબરનું ફળ મળે છે.

શિક્ષા ૯૬મી–હે અર્જુન ! જે મનુષ્ય સુર્ય અસ્ત વખત અન્નજળ લે અથવા દીશાએ જાય તો તેને મહા દોષ લાગે છે કારણ કે તે વખતે સુર્ય અને દૈત્યને યુદ્ધ થાય છે વાસ્તે સૂર્યાસ્ત વખતે માણુસોએ ઇશ્વરના ધ્યાન સિવાય બીજું કામ કરવું નહિ અને જે વખત સૂર્યને જળ અર્પણ કરે તે સૂર્યનારાયણના આશીરવચનથી હંમેશાં સુખ પામે અને જે માણુસ આ વખતે ખરાબ કામ કરે તે ઘણા વર્ષ સુધી દુ:ખી થઇ દરીદ્રિ રહે. વળી આપણે જાણવું જોઇએ કે સૂર્ય આથમ્યા પહેલા ચાર ઘડી અને અસ્ત થયા પછી રાત્રીની ચાર ઘડી સવારમાં સૂર્ય ઉદય પહેલાં ચાર ઘડી અને ઉદય થયા પછીની ચાર ઘડી દીન ચડ્યા પછી જે માણુસ બીછાનામાં સુઇ રહે તો તેને સૂર્યના શ્રાપે કરી મહા દોષ લાગે છે અને જે માણુસ આ બે વખતે પરમ દયાળુ પરમેશ્વરના ધ્યાનમાં સ્થિર મન લગાડી વેદ, પુરાણુ આદિનો પાઠ કરે તો સર્વ કરેલાં પાપોથી મુક્તિ પામી અંતે વૈકુઠમાં વાસ પામે અને આ ભવમાં લક્ષ્મી તથા સંતાનનું ઘણું સુખ ભોગવે.

શિક્ષા ૯૭ મી–હે અરજુન ! જે માણુસ પાત્ર વિના

એક હાથમાં રોટલી રાખી બીજે હાથે ખાય તો તે થોડા વખતમાં દરીદ્રિ થાય છે.

શિક્ષા ૯૮ મી–હે અરજુન ! જે માણસ બીજાના ધન, સંતાન, આબરૂમાં જોરજુલમથી વિઘ્ન કરે તે આ લોકમાં નિર્ધન અને અંતકાળ પછી નરકનો અધીકારી થાય, અને આવતા જન્મમાં સંતાન વિનાનો રહે.

શિક્ષા ૯૯ મી–હે અરજુન ! જે પુરૂષને પુત્ર નથી તે સંસારમાં પરમાત્માથી પણ સન્માન પામતા નથી અને અંતકાળે નરકનો અધિકારી બીજા જન્મમાં પુત્ર વિનાનો રહે છે.

શિક્ષા ૧૦૦ મી–હે અરજુન ! જે સ્ત્રી બાળકને જન્મ આપે છે તે દિવસથી ૪૫ દિવસ સુધી તે સ્ત્રીના હાથનું જળ તથા અન્ન ખાય તો આ દોષથી પિતૃઓ સ્વર્ગમાં હોય તે નરકમાં જઇ વાસ કરે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે દીનદયાળ ! જે મનુષ્યના કુટુંબમાં તે સ્ત્રી સિવાય બીજું કોઇપણ માણસ ન હોય અને નિર્ધન હોય તો તેણે શું કરવું ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે વધુમાં વધુ ૨૩ દીન અને ઓછામાં ઓછું ૧૩ મે દીવસે જો સ્ત્રી ગંગાજળનું સ્નાન કરી પોતાના ગજા પ્રમાણે પુણ્યદાન કરે છે તેના હાથનું ભોજન ખાવાને દોષ નથી. આ સાંભળી અરજુને શ્રી કૃષ્ણ ભગવાનને હાથ જોડી વિનંતી કરી કે હે ત્રિલોકના

નાથ અધમ ઓધારણ! આ આજ્ઞા સાંભળી જેમ દીવો અંધારામાં ઉજાશ આપે છે તેમ મારા મનમાં જ્ઞાનરૂપી દીવાથી અજવાળું થયું છે, વાસ્તે કૃપા કરી બીજી પણ આજ્ઞા કરો ત્યારે શ્રી કૃષ્ણજીએ કહ્યું કે તું મારો પરમભક્ત છે તેથી હું તને જે દેવતાઓ પણ જાણતા નથી તેવી આજ્ઞા કહું છું.

શિક્ષા ૧૦૧ મી–હે અરજુન! જે માણસ પોતાના મનને પ્રસન્ન રાખી પુન્યદાન કરે છે તેને ઘણું ફળ મળે છે અને જે ક્રોધ લાવીને અથવા મન ઉદાસ રાખીને પુણ્યદાન કરે અને લેનારના મનને બહુ બળાપો કરાવે તેનું પુણ્યદાન નિષ્ફળ થાય અને મહા પાતકી થાય છે.

શિક્ષા ૧૦૨ મી હે અરજુન! જે જે માણસ પોતાના દીકરાને બીજાના ખોળે સોંપે તો તે દીકરાના હાથનું જળ ખોળે સોંપનાર બાપને પહોંચતું નથી કદાચિત્ત આપેલા છોકરાને પાછો લે તો તે છોકરો જુવાન થઇને મરી જાય છે, અને તે ન મરે તો બીજો પુત્ર મરી જાય છે. અને આગલા જન્મમાં ધન સંતાનનું સુખ નહી પામતાં નરકમાં જઇ વાસ કરે છે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે સચ્ચિદાનંદ પ્રભુ! કોઇ માણસ આપેલ પુત્રને અજ્ઞાનથી પાછો લે તો તે પાપથી કેવી રીતે છુટે! ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે હે અરજુન! તે માણસ પોતાની સ્ત્રી તથા તે પુત્ર

સાથે ગંગા આદિ તીર્થમાં સ્નાન કરી પીળી, લાલ, ધોળી, કાળી, અને મધુરી એ પાંચે રંગવાળી પાંચ ગાય દુધ આપતી હોય તેવી, તેની ખરીયો તથા શિંગડાંને સોનું મઢાવી પાંચ બ્રાહ્મણોને પાંચ ગાયોનું દાન કરે અને પરિબ્રહ્મ પરમેશ્વર પાસે આ કરેલા પાપની માફી માગે તો આવા પાપથી છુટી પાછા લીધેલા દીકરાના હાથનું તર્પણ પહોંચે છે.

શિક્ષા ૧૦૩ મી—હે અરજુન ! માણુસ સંગ્રામમાં યુદ્ધ કરતી વખતે પોતાની પાસે રહેલ ધન અને બળના અહંકારના શબ્દો બોલી અને પોતાના વેરીને બુરા વચનો ગાળો દઇ સંતાપે તો આ પાપે કરી સંગ્રામમાં હાર પામી નિષ્ફળ થઇ નાશી જઇ નુકશાન ભોગવવું પડે છે.

શિક્ષા ૧૦૪ મી—હે અરજુન ! યુધ્ધ કરતાં શત્રુ શરણે આવે અથવા બળહીણુ થઈ ઉઠી જાય તો તેને મારવો ઉચિત નથી. તે છતાં જો તે તેને મારે અથવા ઘાયલ કરે તો તે પાપથી તેનો પુત્ર યુવાવસ્થામાં મરી જાય અથવા આગલા જન્મમાં તેની સ્ત્રી વાંઝણી રહે.

શિક્ષા ૧૦૫ મી—હે અરજુન ! જે માણુસ કાગળ અથવા લાકડા પર મનુષ્ય આદિ જનાવરોના ચિત્રો બતાવે તો તે દોષને માટે આ જન્મમાં અથવા આગલા જન્મમાં ધન તથા સંતાનનું સુખ નહી પામતાં આંખે આંધળા થાય

કારણ કે તે ચિત્ર નિર્જીવ છે પરંતુ ભગવાન આદિ દેવતાના ચિત્રોની પ્રતિષ્ટા કરવાથી સંતાનનું સુખ મળે છે.

શિક્ષા ૧૦૬ મી—હે અરજુન ! જે મનુષ્યના મોંઢામાંથી બોલતાં બોલતાં થુંક બહાર આવી બીજા માણસના શરીર ઉપર પડે તો તેના દોષને લીધે આવતા જન્મમાં ડુક્કરને પેટે અવતાર લઇ અંતકાળે નરકમાં જઇ વાસ કરે છે.

શિક્ષા ૧૦૭ મી—હે અરજુન ! જે માણસ પોતાના ધણીનો હુકમ નહી માનતાં ઉન્મત થઇ જ્યાં ત્યાં વગર કામે ઉભો રહે અને સ્વામી શું કહે છે તે બરાબર ધ્યાનમાં નહિ લે તો તેને હંમેશાં દુઃખની પ્રાપ્તિ થાય અને નરકમાં જઇને વાસ કરે. કારણ કે સ્વામીનો હુકમ ન માનવો એ સર્વથી મોટું પાપ છે, આ સાંભળીને અરજુને પુછયું કે હે જીવનનાથ ! જગતબંધુ ! કોઇ વખત સ્વામી સેવકથી ન થઇ શકે એવું કામ ફરમાવે તો તેમાંથી કેવી રીતે છુટો થાય ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે જે સેવકને કઠણ ચાકરી બની ના શકે એવી હોય તો સેવકે જે દીવસથી સ્વામીની આજ્ઞા લોપી હોય તેટલા દિવસનો પગાર નહિ લેવો. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે જગદિશ્વર ! જો કોઇ દિવસે સેવક સ્વામિની ચાકરી કરવામાં ભુલ કરે અને નિર્ધન અવસ્થાને લીધે પગાર પાછો આપવાની શક્તિ ન હોય તો કેવી રીતે આ પાપથી છુટે ! ત્યારે શ્રી કૃષ્ણજીએ

કહ્યું કે જે પગાર તેને મળતો હોય તેનો ચોથો હિસ્સો પુણ્યદાનમાં વાપરે અને પરમ દયાળુ પરમેશ્વરની પાસે માફી માગે તો આવા પાપથી છુટી અંતે સુખી થઇ વૃધ્ધિ પામે.

શિક્ષા ૧૦૮ મી–હે અરજુન! જે માણસ ધર્મશાળા, હવેલી વગેરે જગાઓ બંધાતી હોય અને તે પુરૂં થયું ન હોય તેની અંદર બેસીને ભોજન કરે તો તેને દોષ લાગે છે પરંતુ જ્યારે મુકામ બરોબર તૈયાર થાય ત્યારે પોતાની સ્ત્રી સહિત પ્રતિષ્ઠા કરી પ્રતિરક્રમાં કરે અને બ્રાહ્મણને મીઠાં ભોજન જમાડી ગૌ આદિ દાન કરી પોતાના કુટુંબ સહિત ત્યાં ભોજન કરે તો આ અશ્વમેધ યજ્ઞ કર્યાના ફળની બરોબર કરનારૂં ફળ પ્રાપ્ત થાય. અંતે આવાં કામો કર્યાથી ધનસંપત્તિ વગેરેનું સુખ ભોગવે.

શિક્ષા ૧૦૯ મી–હે અરજુન! જે મનુષ્ય તીર્થસ્નાન તથા દર્શન યાત્રા કરવા જતાં રસ્તામાં કોઈની મિજબાની (ખુશીનુ જમણુ) જમવા રોકાય તો એ દોષથી આ જાતનું ફળ નિષ્ફળ થઈ જેણે આપણને મિજબાની આપી હોય તેને પ્રાપ્ત થાય છે, ત્યારે અરજુને પ્રશ્ન કર્યો કે હે ભગવંત ભકતવત્સલ! રસ્તામાં ભાઇ અથવા અંગના સગા તથા મિત્રની મિજબાની હોય ત્યાં રોકાયા વિના ન ચાલે તેવું હોય ત્યારે શું કરવું ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે જતી

વેળા ન રોકતાં, આવતી વખતે બીજબાની લેવા રોકાય તેનો દોષ નથી. વળી તીર્થ તથા દેવસ્થાનની જગોમાં ભાઈ અથવા મિત્ર બીજબાની આપ્યા વિના ન જવા દે તો સ્નાન યાત્રાથી પરવારી ચાલતી વેળા તીર્થસ્નાનની સાત વાર પ્રદક્ષણા કરી ચાલતી વખત મિજબાની લે અને પોતે તે મિજબાની નામે જમે તેથી વીસ ઘણું બ્રાહ્મણને જમાડે તો તેનો દોષ નહિ લાગતાં સ્નાનયાત્રા તથા તીર્થયાત્રા સફળ થાય.

શિક્ષા ૧૧૦ મી–હે અરજુન! જે માણસ પક્ષીના નાના બચ્ચાં તથા ઇંડાને અડે તથા બહાર નાંખી દે તો આ પાપના દોષથી સદા દરીદ્રિ રહી પોતાના જુવાન પુત્ર ગુમાવે એટલુંજ નહિ પણ અંત સમયે નરકનો અધિકારી થઇ આવતા જન્મમાં સંતાનનું સુખ નહિ પામતાં દુઃખી રહે કારણ કે પક્ષી પોતાનાં બચ્ચાંને અડકતાં જુવે તો તે બીને ઉડી જાય છે અને પછી પોતાના બચ્ચાંનું તે પક્ષી પાલન કરતું નથી તેથી તે ભુખ અને તરસથી મરી જાય છે અથવા તરફડીયાં મારી નીચે પડે તો બિલાડાં કુતરાં વગેરે જનાવરો તેને મારી ખાઇ જાય છે માટે આ દોષ તે માણસને માથે પડે છે.

શિક્ષા ૧૧૧ મી–હે અરજુન! માણસોએ ગાયને દોતી વખતે તેના વાળ દુધમાં ન પડે એવી કાળજી રાખવી.

કેમકે ગાયના વાળ તુટવાથી આપણને દોષ લાગે છે. જે કોઇ માણુસ દુધને ગાળ્યા વિના ઉનું કરી પીએ તો તે માણુસ દરીદ્રિ થાય છે. આ પાપને સર્વથી મોટું ગણેલું છે માટે માણુસોએ દુધને ગાળી ઉનું કરી પીવું.

શિક્ષા ૧૧૨ મી-હે અરજુન! જે પુરૂષ અથવા સ્ત્રી છોકરાં રડતાં મુકી કુકર્મ કરવાને જાય અથવા છોકરાંને મારે તો બાળકના નિસાસાથી તે માણુસ નરકમાં જાય છે, અને સંસારમાં દુઃખી થઇ પુત્ર વિનાનો રહે અને તેને પુત્ર થાય તો તે જુવાન થઇ મૃત્યુ પામે અથવા તો તેના પિતૃ-દેવ સ્વર્ગમાં વસતા હોય તે નરકમાં જઇ વાસ કરે.

શિક્ષા ૧૧૩ મી-હે અરજુન! મનુષ્ય સવારમાં પોતાનું મોઢું ધોયા વિના દુધ આદી કોઇ પણ ચીજ ખાય તો તે આ જન્મમાં સુખ ન પામતાં દુઃખ ભોગવે.

શિક્ષા ૧૧૪ મી-હે અરજુન! જે માણુસ વૃક્ષ ઉપરથી કાચાં ફળ તોડે છે તે મહા દોષવાળો કહેવાય છે, જો આપણને ફળની અગત્ય હોય તો વૃક્ષ ઉપર ફળ બરાબર પાક ઉપર આવેથી તોડી ઉપયોગમાં લેવું.

શિક્ષા ૧૧૫ મી-હે અર્જુન! જે માણુસ પોતાના ચાકરનો પગાર અને પોતાનું ધન ડુબાવે તો તે આલોકમાં જન્મભર દુઃખી થઈ પુત્ર વિનાનો રહે અને પરલોકમાં સન્માન પામ્યા વીના નરકમાં જઈ નિવાસ કરે અને જે

તેના પીતૃદેવતાઓ સ્વર્ગમાં વાસ કરતા હોય તે નરકમાં જઇ વાસ કરે.

સિક્ષા ૧૧૬ મી–હે અર્જુન! જે મનુષ્ય દાનમાં આપવાની ચીજને પાત્રમાં મૂકી તેજ પાત્ર હાથમાં લઈ સંકલ્પ કરતી વખતે જો બ્રાહ્મણ સ્વસ્તી એવો ઉચ્ચાર મુખમાંથી બોલી દે તો તે પાત્ર તથા હાથ પણ સંકલ્પમાં આવી ગયા માટે તે પણ આપી દેવું જોઇએ પરંતુ શરીરમાંથી હાથ છુટો કરીને અપાય નહી માટે હાથને બદલે સોનું રૂપુ તથા તાંબુ જે પોતાની શક્તિ પ્રમાણે તે ત્રણે ધાતુમાંથી ગમે તે ધાતુનો હાથ બનાવી બ્રાહ્મણને આપે નહી ત્યાં સુધી તે હાથથી બ્રહ્મભોજન વગેરે સુકર્મ કામો કરવામાં આવે તો તેનું ફળ મળે નહી, અરજુંન પ્રશ્ન કર્યો કે હે જદુનાથ ? તે માણસને ત્રણે ધાતુમાંથી એક ધાતુનો હાથ બનાવી બ્રાહ્મણને આપવાની શકિત ન હોય તો તે કેવે પ્રકારે દોષથી મુકત થાય. ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે બ્રાહ્મણને મન માનતી ચાદર, કપડુ, શ્રદ્ધાથી આપે તો તે દોષ નીવારણ થાય પણ તે ચાદર અસલ વિદ્વાન બ્રાહ્મણને આપે તોજ આ દોષથી છુટો થાય નહિ તો તે દોષ માથે ચડેલો રહે.

શિક્ષા ૧૧૭ મી હે અરજુન! જે મનુષ્યની પરણેલી સ્ત્રી બાળગોપાળ મુકીને મરણ પામે તે મનુષ્યે બીજીવાર લગ્ન કરવું વાજબી નથી કેમકે તે સ્ત્રી બાળગોપાળ ઉપર

સ્નેહ રાખી શકતી નથી તેથી તે દોષથી સ્ત્રી પુરૂષને નીચ યોનીમાં જન્મ લેવો પડે છે.

શિક્ષા ૧૧૮ મી—હે અરજુન! જે પુરૂષ અથવા સ્ત્રી જારકર્મ કરે છે તે સુખ ભોગવે નહિ તેમજ તેને કોઇ સાથે હેત પ્રીત ટકે નહીં અને અંતકાળ વખતે નરકમાં જઇ અનેક તરેહનાં કષ્ટ ભોગવે માટે આવી તું ભુલ કોઇ દીવસ કરતો નહીં.

શિક્ષા ૧૧૯ મી—હે અરજુન! જે મનુષ્ય ભાટ, ભાંડ અને બલાટ આ ત્રણ જાતમાંથી કોઈ પણ માણુસને ઘોડો અથવા બીજું કાંઇ આપે તો ભાટને આપનારની પુઠે અવગુણ ભરેલી નકલો અથવા તેની બુરાઈ ગાય અને મોંઢે ગુણ ગાય. ઉપલી જાતો લાજ કાજ ગ્રહ બુદ્ધિ વિચાર એટલા વાનાથી રહીત કહેવાય છે તેથી કોઇ દાતાર પુરૂષ પૈસા આપે તો પછી આગલા જન્મમાં આપનાર માણુસ ભાટ વગેરેને ઘેર જન્મ લે અને તે અંતકાળે ઘોર નરકમાં જઈ વાસ કરે આ સાંભળી અરજુને બે હાથ જોડી પોતાને માથે વીતેલી વાતનો અફસોસ કરી વીનંતી કરી ત્યારે ઘનશ્યામ શ્રી કૃષ્ણજીએ કહ્યું કે તારે ગયેલી વાતનો શોચ ન કરવો અને હવે પછી આ મારી શિક્ષા ધ્યાનમાં લઇ વર્તજે અને જે કોઇ માણુસ શિક્ષા પ્રમાણે વર્તશે તેનું સદા ભલું થશે.

શિક્ષા ૧૨૦ મી–હે અરજુન ! જે માણસ હિંશાએ અથવા પીશાબ કરી આવીને પુણ્યઅર્થે દાન કરે તેનું ફળ તેને પ્રાપ્ત નહી થતાં તેનો નિવાસ નરકમાં થાય.

શિક્ષા ૧૨૧ મી–હે અરજુન ! જે મનુષ્ય ચોથે દીવસે આંગળાંના નખ નહી ઉતરાવતાં આળસથી રાખે અને સાતમે દીવસે હજામત ન કરાવે તો જેટલું પુણ્યદાન કરે તેનું ફળ મળે નહી.

શિક્ષા ૧૨૨ મી-હે અરજુન ! જે માણસ ચઉદશને મંગળવારે અથવા અમાસને રવિવારે જન્મ થયો હોય તે તીથી અથવા તે વારે જો તે પોતાના નખ ઉતરાવે તો તે મહા પાતકી થાય અને દેવતાઓના શ્રાપથી સદા દરીદ્રિ રહે. ઉપરની તીથી વારના દેવતાઓ જુદા જુદા છે માટે તેઓની તે દીવસે પુજા કરે તો આ સંસારમાં પરમ સુખની પ્રાપ્તી મળે અને અંતકાળ સમયે વૈકુંઠમાં જઇ વાસ કરે.

શિક્ષા ૧૨૩ મી–હે અરજુન ! મનુષ્ય આજની કરેલી રોટલી બીજે દીવસે જમવાના ઉપયોગમાં લીયે તો તે માણસ સદા રોગવાળો રહે અને પોતાના પુત્ર પરિવારથી દુઃખ પામી અંતે નરકમાં વાસ કરે કેમકે ટાઢું ખાવાથી અન્નદેવ શ્રાપ આપે છે તેથી આ સંસારમાં સુખ નહી ભોગવતાં અનેક જાતની શરીરને વ્યાધીઓ થઇ આવી બુદ્ધિમાં ઘટાડો તથા આળસ નિંદ્રાનો વધારો થાય છે,

માટે કોઇ પણ માણસોએ ટાઢું અન્ન ન ખાતાં તાજુ હંમેશ ઉપયોગમાં લેવાથી પ્રાયદો છે પણ મીઠાઇ અથવા પકવાન ખાય તો તેનો દોષ લાગતો નથી.

શિક્ષા ૧૨૪ મી–હે અરજુન! જે મનુષ્ય પોતાની સેવામાં હસમુખો તથા નીરલોભી રહે, બીજું ચાકરના મનને દુઃખી ના કરે, ત્રીજું કોઇના ઉપર ક્રોધ ન કરે. તે આ લોકમાં તથા પરલોકમાં સુખ પામી અંતે વૈકુંઠમાં જઇ વાસ કરે.

શિક્ષા ૧૨૫ મી–હે અરજુન! શરણે આવેલા શત્રુને શસ્ત્ર વડે નહિ હણતાં ઉપકાર વડેજ હણવામાં જે મોટાઇ માને તેને ધન્ય ગણાય છે. કદાચિત અજ્ઞાન પુરૂષ શસ્ત્ર વડે હણે છે તે હણનારો સદ્ગતી પામે છે, ને હણનારની ગતી થતી નથી.

શિક્ષા ૧૨૬ મી–હે અરજુન! જે મનુષ્ય એક જગ્યા મુકી બીજી જગ્યાએ રહેવા જાય છે અને તે ખાલી જગ્યાને ખરાબ હાલત એટલે સાફસુપ કર્યા વગર રાખી જાય તો તે જગ્યાના શ્રાપથી સંતાનનો નાશ થાય છે તેમાં કાંઇ સંદેહ સમજવો નહિ માટે મનુષ્યને અવશ્ય જાણવું જોઇએ કે નવાને દેખીને જુનાને ભુલવું નહીં.

શિક્ષા ૧૨૭ મી–હે અરજુન! જે મનુષ્ય બીજાની આસ્તા ઉપર આધાર રાખી રહે તેને મોટો દરીદ્રિ જાણવો

કેમકે આપ સમાન બળ નહી અને મેઘ સમાન જળ નહી માટે મનુષ્યને ઉચીત છે કે અહોનીશ પરમાત્માના ધ્યાનમાં મગ્ન રહી પોતાના પુરૂષાતનથી જે કાંઇ બને તે કરવું કેમકે એવો એક પદાર્થ નથી કે તે મનુષ્યથી બની શકે નહિ પરંતુ ક્રીયાહીણુ અજ્ઞાન આળસુઓથી બને નહી તેનો અવતાર પશુ સમાન સમજવો.

શિક્ષા ૧૨૮ મી–હે અરજુન! મોટામાંમોટું તીર્થ માબાપની સેવા છે પણુ શક્તિ હોય તો બીજા જે ૬૮ તીર્થો છે તેમાંથી જે કાંઇ બને તે કરવું પણુ જો શક્તિ ના હોય તો ઘેર રહી માબાપની સેવા શુદ્ધ અંતઃકરણુથી કરે તો તે બધાં તીર્થો કરતાં શ્રેષ્ટ છે.

શિક્ષા ૧૨૯ મી–હે અરજુન! મનુષ્ય પોતાને ઘેર આવેલા બ્રાહ્મણુને બેસવાને આસન આપે નહી તો તે ઘર-ધણીની સંપતીનો નાશ થઇ દરીદ્રિ બને છે કેમકે બ્રાહ્મણોની ગુદાએ દરીદ્રનો વાસો હોય છે અને તેથી આસન ન આપતાં ખાલી જમીન પર ઘરમાં બેસાડે તો તે દરીદ્ર ઘરમાં રહે છે પણુ જો આસન આપ્યું હોય તો દરીદ્ર બ્રાહ્મણુની ગુદાએજ રહે છે.

**સમાપ્ત**

આ ચોપડી બરાબર સાચવી રાખો જરૂર વખતે તે ઉપયોગી થશે કારણ કે તેમાં હજારો દરદો જલદીથી કેમ સારાં કરવાં તે બતાવવામાં આવ્યું છે.

## વૈદ્ય ડૉકટર હકીમની મદદ સિવાય હજારો દરદો સારાં કરી શકાય છે.

# ગુપ્તાની અમી-કુપી.

**અમી-કુપી** સર્વ પ્રકારનાં દરદો સારા કરવામાં ઘણીજ ગુણકારી દવા હોવાથી દસ વર્ષમાં ૧૦૦૦૦૦ (એક લાખ) શીશીઓથી વધુ એકજ સપાટે વેચાઈ ગઈ છે, દવા એવી તો ગુણકારી માલમ પડી છે કે જ્યાં એક બાટલી નમુના માટે મોકલવામાં આવી છે ત્યાંથી ડઝનબંધ માગણી આવવા લાગી છે દીન પ્રતિદિન સુર્યોદય થતાં **અમી-કુપીની** માગણી વધુને વધુ થતી જાય છે ગામડાના નાના વેપારી પણ તેનું વેચાણ કરે છે એજ તેના અદ્‌ભુત ગુણોનો સૌથી સરસ પુરાવો છે કેટલાક લેભાગુ વેપારી મોટી મોટી જાહેરાતો છાપી ગુપ્તાની **અમી-કુપી** બનાવવાનો નુસખો જાણવાનો દાવો કરે છે એવા ડંફાસખોર વેપારીથી ચેતતા રહેજો ખરો નુસખો હમારા સિવાય કોઇ જાણતું જ નથી.

# રાજશાહી ગોનોરીઆ સ્પેશીફીક.

## ( પ્રમેહારી રસ. )

જુનો કે ગમે તેવો પ્રમેહ હોય માત્ર ચોવીસ કલાકમાંજ નાસવા માંડે છે. જાણે જાદુનો ચમત્કાર! એક ડોઝ પેટમાં ગયો કે બે આની આરામ થયો છે એમ સમજો. પ્રમેહ માટે આવી ફતેહમંદ દવા બીજી કોઇ નથી પેશાબમાં આગ, બળતરા, ટીપેટીપે પેશાબ થવો, જાડો રગડા જેવો પેશાબ થવો કપડામાં ડાઘ પડવા પેશાબની આગળ પાછળ ધાતુનું જવું, ઉનવા, હાથ પગમાં ફાટ, ઉંઘ નહિ આવવી, અને આખો દિવસ એમાં જીવ લાગી રહેવો. એ સર્વ આ દવાથી નાબુદ થાય છે. જેઓ માને છે કે પ્રમેહ એક નહિ સારૂ કરી શકાય એવું દરદ છે, તેઓને હમે રાજશાહી પ્રમેહારી રસ લેવા ખાસ ભલામણ કરીએ છીએ. સો એ સો દરદી સારા થયા છે, હજુ સુધી કોઇ નિષ્ફળ ગયોજ નથી. કીંમત શીશી ૧ના રૂ. ૨) ત્રણ શીશીના રૂ. પા, પો. અલગ.

# રાજશાહી અસ્થમા કયોર.

## [સર્વ પ્રકારના સ્વાસ રોગ યાને દમની દવા ]

જુના અને હઠીલા દમના સખતમાં સખત હુમલામાં પણ ફકત એકજ ડોઝ લેતાની સાથે દરદીને કરાર વળે છે, દમ રાતને વખતે બહુ ચઢે છે. તે વખતે એવુ થઇ આવે છે, કે આ દર્દમાં જીવતાથી મરવુ સારૂ દમથી હેરાન હેરાન થઈ ગયેલા દર્દીઓને હમે ખાત્રી પુર્વક સલાહ આપીએ છીએ કે તેમણે રાજશાહી "અસ્થમા કયોર" પહેલીજ તકે વાપરવા શરૂ કરી આ દવામાં રહેલા અજબ ગુણોનો લાભ જરૂર લેવો. રાજશાહી "અસ્થમા કયોર" જુના અને હઠીલા દમ–હાંફણ ઠાંસો, ખાંસી ઉધરસ વિગેરે દરદો ને જડ મુળથી નાબુદ કરે છે કીંમત બાટલી ૧ ના રૂ રાા ત્રણ બાટલીના રૂા. ૬) પોસ્ટેજ અલગ.

**કાનના સણકા**—પરૂ વહેવું, કાનમાં સણકા, કાનમાં દુખાવો બહેરાપણુ કર્ણસુળ વિગેરે કાનનાં સઘળાં દરદો ઉપર અમી-કુપીનો ઉપયોગ કરવો જોઇએ એક તોલા ડુંગળીના રસમા અથવા ૧ તોલા તલના તેલમાં અથવા એક તોલા દારૂમાં માત્ર એક ટીપુ અમી-કુપીનું મેળવી તેનાં કાનમાં ટીપાં પાડવાનું મટતાં સુધી ચાલુ રાખવું

**ઝાડા સંગ્રહણી**—ઝાડા સંગ્રહણી. કોલેરા, અતીસાર ઉલટી એ રોગમાં અમી-કુપી ઘણીજ અકસીર દવા છે દીવસમાં ૧૦, ૧૦ વખત ઝાડા થતા હોય પાતળાં પેટ આવતાં હોય ખાધુ કે તરત ઝાડા છુટી જતા હોય કે સાધારણ ઝાડા થતા હોય ટુંકમાં જેને ઝાડાનો રોગ થતો હોય તેણે પહેલી તકે અમી-કુપીનો ઉપયોગ કરવો એકજ દીવસમાં ખાત્રી પુર્વક આરામ પહોચાડે છે ઉલટી શરૂ થતાની સાથેજ જો "અમી-કુપીનો" ઉપયોગ કરવામાં આવે તો પાંચ દશ મીનીટમાં ફાયદો પહોંચાડે છે જયાં કોલેરાનો સંભવ હોય અથવા ઉપરા ઉપરી જમણવાર ચાલતા હોય યાત્રામાં ઠંડા પાણીથી સ્નાન ખોરાકનું અનીયમીતપણું અને રખડપટીથી સરદી લાગી ઉપરના રોગ થવાનો સંભવ છે તેવે સ્થળે એક શીશી અમી-કુપીની ગજવામાં રાખવી તે ઘણું ડહાપણ ભર્યું છે પોતાનો અને બીજાનો કીમતી જાન બચાવવા માટે દરેક ગૃહસ્થની ફરજ છે તેણે અમી-કુપીની એક શીશી ગજવામાં રાખવાની હંમેશાં કાળજી રાખવી

**ઉપયોગ**—દીવસમાં બેથી ચાર વખત અથવા ઘણા ઝાડા ઉલટી હોય તો દર કલાકે ચાર ટીપાં અમી-કુપી થોડા પાણી સાથે ઝાડા ઉલટી બંધ થતા સુધી લીધા જવું અથવા વધારે જરૂર જણાય તો અંદર બે ટીપાં લવીંગનો અર્ક નાંખવો લવીંગનો અર્ક રૂ. ૦॥ ની એક શીશી પ્રમાણે હમારે ત્યાંથી મળી શકશે.

**ચુંક આંકડી પેટદર્દ**–ઠંડા પાણીમાં રહેવાથી ખોરાકની સંભાળ નહી રાખવાથી, વાયડી ચીજ ખાવાથી, તેલમાં તળેલા પદાર્થ ગળચી ગળચી ખાવાથી ભૂખ ન હોવા છતાં ખોરાક લેવાથી, અને બીજા અનેક કારણોથી પેટમાં ચુંક, આંકડી, પેદા થાય છે તથા ઝાડો કબજ થાય છે. અને કેટલીક વાર તો એટલી બધી ચુંક આવે છે કે તે સહન થઇ શકતી નથી દરદી આસપાસના માણસોને ગભરાવી મારે છે તેવે વખતે અમી કુપીનાં માત્ર બેજ ટીપાંથી જાદુઇ અસર થાય છે માત્ર ૧૫ મીનીટમાં દરદ દફે થાય છે અને એક બે દીવસ દવા ચાલુ રાખવાથી પ્રકૃતિ પાછી અસલ હાલતમાં આવી જાય છે.

ઉપયોગ–દર કલાકે આંકડી બંધ થતાં સુધી બે બે ટીપાં અમી–કુપી એક એક ચમચા દુધ યા પાણી અથવા વલીયારીના અર્કમાં દશ ટીપાં સાથે લીધા કરવી તેમજ પાવલીભાર તપકીર છીકણીમાં ૧ ટીપુ અમી કુપીનુ મેળવી ડુંટીમાં ભરવી વલયારીનો અર્ક શીશી રૂ. ૦॥ ભાવે હમારે ત્યાંથી પણ મળે છે.

**ઝેરી ડંખ**–ભમરી, વીંછુ, મધમાંખ ચાંચડ, માંકડ, મચ્છર કાનખજુરો વિગેરેના ડંખ ઉપર અમી–કુપી અમુલ્ય દવા છે હજારો વખત તેની અજમાયેશ લેવાઇ છે અને હજી સુધી એક વખત પણ નિષ્ફળતા મળી નથી. દવા લગાડતાં વારજ અસર થવા માંડે છે. અને પાંચ મીનીટમાં તો દરદનું ચિન્હ પણ રહેતું નથી.

ઉપયોગ–ડંખ ઉપર એક ટીપું અમી–કુપી ચોળવું.

**સીરદર્દ, આદાશીશી–સળેખમ**–માથાનો ગમે તેવો સખત દુખાવો, સણકા, ચસકા આદાશીશી વગેરે રોગોમાં અમી–કુપી ખાત્રી ભરેલી દવા છે માત્ર બે પાંચ મીનીટમાંજ આરામ થઇ જાય છે.

---

અમી–કુપીની કીંમત રૂ. ૧॥, ત્રણ શીશીના રૂ, ૪) છ શીશીના રૂ, ૭॥ ૧ ડઝનના રૂ. ૧૨) પો. અલગ,

જાણે કદી માથું દુખતુંજ નથી તાવમાં પણ જ્યારે માથું દુખતુ હોય ત્યારે આ દવાથી માથુ દુખતુ તો મટી જાય છેજ ગમે તેવો સખત દુખાવો પાંચ મીનીટમાંજ સાફ થઇ જાય છે. ઝામરના દરદીએ પણ અમી-કુપીનું સેવન કરવું કે જેથી તેઓ ખાત્રીથી ફાયદો મેળવી શકે

ઉપયોગ—એક ટીપુ કપાળ ઉપર ચોળવું પાંચ મીનીટમાં આરામ નહી થાય તો ફરીથી બે ટીપાં ચોળવાં સંભાળ રાખવી કે આંખમાં લાગે નહીં. શીશી ખોલીને વારંવાર દવા સુંઘવાથી જુદાં દરદો ઉપર સારો ફાયદો થાય છે.

**આંખનો દુખાવો**—આંખનો દુખાવો, કળતર, લાલી ગરમી વીગેરે દુર કરવા માટે સૌથી સરસ દવા માત્ર અમી કુપી છે; આંખો ગરમી દુર થઇ જાય છે, અને લાલી કપાઇ જાય છે જ્યારે આંખોમાં રેતી કે કાંઇ રજ જેવું પડયું હોય છે અને ઘણું ખુંચે છે ત્યારે તે કાઢવાનો ઉપાય આંખમાંથી પાણી પુષ્કળ કાઢવું તે છે આંખમાંથી પુષ્કળ પાણી કાઢવા માટે અમી-કુપી ઘણી સરસ અને સસ્તી દવા છે,

ઉપયોગ—આંખ ઉપરની ભમરની ઉપર એક ટીપું ચોળવાથી તરત આંખમાંથી પાણી વહેવા માંડશે અને ગરમી ઝરી જશે સંભાળજો જરી પણ આંખની અંદર જવા નહી પામે; જો ૧ તોલા સુરમામાં માત્ર એક ટીપું અમી કુપી મેળવી પછી એ સુરમો આંખમાં આંજવામાં આવે તો તેથી પણ લાભ થાય છે. સુરમો હમારે ત્યાંથી પણ મળશે.

**દાંત દાઢમાં કળતર**—દાંતમાંથી લોહી નીકળવું દાઢમાં કળતર દંતશુળ, સણકા વિગેરે દાંતના રોગ ઉપર તત્કાળ અસર કરવા માટે અમી કુપી ખાત્રી ભરેલી દવા છે, દાઢના સણકાનો રોગ કેટલો ત્રાસદાયક છે તે વિતે તેજ જાણે એક એક મીનીટ એક એક યુગ

જેટલી થઇ પડે છે. તેવા:વખતે અમી કુપી માત્ર લગાડવાની ખોટી છે. દાંત કે દાઢને અડતાની સાથે આરામ થઇ જાય છે. જેમને દાંતનો રોગ અસલથી હોય તેમણે રોજ બ્રશ ઉપર એક ટીપુ પાડીને તેનાથી દાંત ઘસવાની ટેવ રાખવાથી કદી પણ દાંતની પીડા થશે નહિ દાઢના સણુકા ઉપર જરા પુમડું ભીજવી .કળતરવાળા ભાગ ઉપર લગાડવું અથવા પોલણુ હોય તો પુમડું દાબી દેવું.

**દરાજ ધાધર ખસઃ** ખરજવું-દરાજ અથવા ધાધર ઉપર અમી-કુપી રામબાણુ દવા છે. બે ત્રણ વખતજ લગાડવાથી આરામ થાય છે ખસ અને ખરજવા ઉપર પણ ઘણીજ અકસીર દવા છે, આવા રોગો જુદી જુદી દવાઓ કરીને જેઓ કંટાળી ગયા હોય તેમણે છેવટના ઉપાય તરીકે અમી કુંપીની અજમાયશ લેવી અને હમે ખાત્રીથી કહીએ છીએ કે જેમના એ દરદનુ આયુંષ્ય પુરૂ થયુ હશે તેમને અમીકુપીના ઉપયોગની સલાહ ખરી લાગશે પણ જેમના એ દરદોનો છેડો આવવાનું હજી દુર હશે તેઓ બીજી દવાઓનો ઉપયોગ કરવા પછી અમીકુપી વાપરશે.

**ઉપયોગ**-એક તોલા તલના તેલમાં ચાર ટીપાં અમી કુપી નાંખી દાદર ઉપર ચોળવું ખસ ઉપર લગાડવાનીવખતે અગન બળે તો તલના તેલની જગાએ ચંદનનું તેલ લેવું ચંદનનું તેલ હમારે ત્યાંથી રૂ. ૧ માં એક શીશી મળશે,

**સોજો**—કાંઇ વાગવાથી અથવા બીજા કોઇ રોગથી શરીરના અમુક ભાગ ઉપર સોજો આવી જાય છે. તેના ઉપર અમી-કુપી ઘણી અકસીર દવા છે. બે ત્રણ વખત એક એક બેબે ટીપાં અમી-કુપી મસળવું. સંભાળજો આંખમાં લાગે નહી.

---

અમી-કુપીની કીંમત રૂ. ૧ાા, ત્રણ શીશીના રૂ. ૪) છશીશીના રૂ. ૭ાા ૧ ડઝનના રૂ. ૧૨) પો. અલગ

**સંધીવા લકવો**–અધાંગવાયુ સંધીવા, લકવો, વિગેરે દરદ ઉપર ખાસ કરીને અમી–કુપી વાપરવા લાયક છે સાંધાઓ ઝલાઇ જઇ માણસ ખાટલા વશ કેમ ન થયો હોય.પણ લગાડતાંજ આરામ થતો ખુલ્લો જણાય છે એકજ દીવસમાં દરદીને પોતાને કરાર વળેલો જણાય છે. સાધારણ હાથ પગમાં થતો ફાટ, તોડ ચુંથારો ઝઝણી સાંધાઓમાં કળતર થવું, કમરમાં દર્દ બરડાની કરોડમાં દુખાવો સુળ પાસળામાં કળતર,છાતીમાં દુખ થવું, હાથપગનું ભરાઇ જવુ વિગેરે દરદમાં સસ્તી કીંમતે જલદી આરામ મેળવવાનો એકલો રસ્તો અમી–કુપી ઉપયોગજ છે થોડા કલાકમાં તે મનમાનતો ફાયદો પહોંચાડે છે ગમે તેવાં જુનાં દરદ ઉપર પણ એકજ શીશી પુરતી છે ૧૦૦) રૂપીઆના ખરચે જેઓનો લકવો સારો થયો હતો નહી તેવા દરદીઓને અમી–કુપીની એકજ શીશીએ સંતોષકારક આરામ પહોંચાડયો હતો એવા એક બે નહિ પણ અનેક દરદીઓ ઉપર તેની અજમાયેશ લેવાઇ છે. અને તે સઘળામાં ફતેહમંદ નીવડી છે. સરસવનું અથવા તલનું તેલ ટરપેનટાઇન કે ધાસલેટ એક તોલો લઇ તેમાં ૦ાા તોલો અમી–કુપી મેળવી દુખતા ભાગ ઉપર ખુબ ચોળવું ઉપરથી ગરમ કપડાનો શેક કરવાથી જલદી આરામ થશે અગન બળતી જણાય તો અમી–કુપી ૦ાા ને બદલે ૦। તોલો લેવી.

**કમજોરી નિર્બળતા**–શરીરમાં લોહી ચઢતુંજ નહી હોય ગમે તેવા ઉંચા ખોરાકની જાણે શરીર કીમતજ નહી કરતું હોય આખો દિવસ સુસ્તી લાગતી હોય આંખો નિસ્તેજ મોં ફીકું ડાચા બેઠેલાં છાતીનાં પાંસળાં ૫૦ કદમ દુરથી ગણી શકાતાં હોચ પાચશેર ઉચકી પાંચ પગલાં ચલાતું નહિ હોય, ચાલતાં શ્વાસ ભરાઇ જતો હોય મન હમેશાં ઉદાસ રહેતું હોય. જીવ બળબળ થયા કરતો હોય, ? સત્વપણું જતું રહ્યું હોય, નિરાશામાં દિવસો વ્યતીત થતા હોય. ઉઠી

ને ઉભું થવું ભારી પડતુ હોય, આખો દિવસ સુઇ રહીએ એમ લાગતું હોય, મગજ ઉપર પુષ્કળ બોજો લાગતો હોય યાદ શકિતનો નાશ થતો હોય, મગજમાં અનેક ગુંચવાડાઓ ઉભા થતા હોય, ટુંકમાં જ્યારે શરીર કેવળ શકિત વગરનું થઇ ગયું હોય ત્યારે અમી—કુપીનો જરૂર ઉપયોગ કરવો અંદરના અને બહારના ઉપયોગથી શરીર જોરાવર, હાડકાં ચીકણું અંગ ભરાવાદાર, ચહેરો ગુલાબી, છાતી ઉઠાવદાર, કમર મજબુત, હાથ પગ તાકાતવાળા, આંખો તેજસ્વી અને મન ઉમંગી બની મગજ પણ આનંદી બને છે. એકજ શીશીનો ઉપયોગ તમોને જરૂર સંતોષ આપશે. વિદ્યાર્થીઓએ ખસુસ કરી વાપરવું જોઇએ ધાતુપૌષ્ટિક દવાઓમાં પહેલો નંબર અમી–કુપીનો આવે છે.

ઉપયોગ—એક તોલો ઘી અને અડધો તોલો મધ અથવા ૧ તોલો માંખણ અને અડધો તોલો પીસેલી સાકર અથવા એક તોલો બદામનું તેલ અથવા ૧૦ તોલા દુધ એમાંના કોઇપણ અનુપાન સાથે બે બે ટીપાં અમી–કુપી સવાર સાંજ લેવું

મંદ જઠરાગ્નિ, અજીર્ણ, અપચો–સર્વ રોગોનું કારણ અજીર્ણ બદહજમી છે માણસને જ્યારે ખોરાક ઉપર અરૂચી થાય છે ત્યારે જાણવું કે રોગની શરૂઆત થઇ ચુકી છે માટે તેનો તત્કાળ ઉપાય કરવો ગમે તેવા અજીર્ણમાં અમી–કુપીનાં માત્ર બેજ ટીપાં ઘણી સારી અસર કરે છે એક દીવસમાં કકડીને ભુખ લાગે છે અને કોઇપણ પ્રકારનો ખોરાક ખુશીથી જરપત કરી શકાય છે જો પંદર દીવસ લાગલાગટ બબે ટીપાં અમી–કુપીનાં લેવામાં આવે તો હંમેશ

---

કરતાં ડબલ ખોરાક ઉઠાવી શકાય છે અને પાચન કરી શકાય છે.

**ઉપયોગ**—રોજ બંને વખત જમ્યા પછી એક ચમચા પાણી સાથે દસ ટીપાં સુંઠનાં અર્ક સાથે બે બે ટીપાં અમી-કુપી અને એક ચમચો પાણી મેળવી પીવું સુંઠ નો અર્ક અગર હમારે ત્યાંથી મંગાવશો તો દર શીશી દીઠ રૂ. ૦ાા પડશી.

**ક્ષય ખાંસી, દમ, ઉટાટીયું**—ખાંસી, દમ-શ્વાસ, ક્ષય બાળકોનું ઉટાટીયું વગેરે છાતીનાં દરદો ઉપર અમી-કુપી ઘણી અસરકારક દવા છે બે ત્રણ દીવસ દવા ચાલુ રાખવાથી જરૂર આરામ પહોંચે છે. "રોગનું ઘર ખાંસી" એ વાત યાદ રાખજો. અને શરૂઆતના ઉપાય તરીકેજ અમી-કુપી ઉપયોગમાં લેજો જેથી તમારી જાતનું અને પૈસાનું રક્ષણ કરી શકશો દમ અને ક્ષયના દરદીઓ એ સામાન્ય રીતે એક મહીનો દીવસ અમી=કુપીનું સેવન ચાલુ રાખવું જોઇએ ઓછા ખરચે વગર તકલીફે અને ટુંકી મુદતે ફાયદો મેળવવાનો રસ્તો આ એકજ છે.

**ઉપયોગ**—બે ટીપાં અમી-કુપી સવાર સાંજ જમ્યા પછી એક ચમચા દુધ સાથે લેવું ૦ા તોલો અમી-કુપી ૮ તોલા ચોખા ટરપેનટાઇનમાં મેળવી તે મેળવણીને શીશીમો ભરી રાખી રોજ તેમાંથી છાતી ઉપર ચોળવું અને ઉપરથી શેક કરવો ટરપેનટાઇન રૂ. ૦ાા ની શીશી એક હમારે ત્યાંથી મળશે.

**સ્લીહા-બરોળ**—બરોળના દરદીએ ખાસ કરીને અમી-કુપી અજમાવવું જ્યાં કોઈ દવાએ ફાયદો નથી પહોંચાડયોત્યાં તે જરૂર સારૂ પરિણામ આવશે થોડા ખરચે જલદી આરામ કરવાનો એકજ રસ્તો છે અમી-કુપીની અજમાશ લેવી.

ઉપયોગ-સાચા મોતીની છીપની ભસ્મ બે આની ભાર લઇ

તેમાં બે ટીપાં અમી-કુપી મેળવી રોજ દિવસમાં બે વાર જમ્યા પછી ખાવી છીપની ભસ્મ હમારે ત્યાંથી મંગાવવામાં આવશે તો રૂ, ૧) ની તોલો એક એ હિસાબે મોકલવામાં આવશે.

**પ્રમેહ**-ગમે તે જાતનો ગમે તેવો પ્રમેહ હશે પણ અમી-કુપી થી જરૂર મટશેજ,

**ઉપયોગ**-રોજ સવારમા ૧) તોલો વાટેલા ગોખરૂ ૧ તોલો દાડમડીના પાદડાંનો રસ ૧) તોલો દળેળી સાકર ત્રણે મેળવી તેમાં બે ટીપાં અમી-કુપી નાખી પી જવું અથવા દસ કે બાર ટીપાં ચોખ્ખું ચંદનનું તેલ તેમાં બે ટીપાં અમી-કુપી મેળવી રોજ સવાર સાંજ ચાટી જવું ચંદનનું ચોખ્ખું તેલ હમારે ત્યાં પણ મળશે. કીં. રૂ ૧)

**ચામડીનું ફાટવું**-શિયાળામાં ઘણું કરીને દરેક માણસના હાથ પગની ચામડી ઓછી વધારે પણ ફાટયા વિના નથી રહેતી તેવે પ્રસંગે અમી-કુપી વાપરવા લાયક દવા છે.

**ઉપયોગ**-માંખણ, ઘી, તેલ, દીવેલ. અથવા વેસેલીન એમાંથી કોઇ પણ ચીજ ના તોલો લઇ તેમાં બે ટીપાં અમી-કુપી નાંખી ચોળવું. એટલે જલદી આરામ થઇ જાય છે.

**નપુંશકતા**-વિર્યનો કોઇપણ રીતે નાશ થયાથી આ દરદ ઉત્પન્ન થાય છે સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ, હસ્ત દોષ, અતિશય વિહાર રોત દિવસ હલકી યોજના વિહારો, બીભત્સ વાંચન લેખન, સ્વપ્નાવસ્થા ઇત્યાદિ કારણોથી વિર્યનો અઘટિત રીતે નાશ થઇ માણસ પુરૂષત્વ ખોઇ બેસે છે તેવે વખતે તેમને ચિંતામાંથી મુકત કરનાર એક અમી-કુપી એજ ખરો આધાર છે ધાતુક્ષિણતાથી ઢીલી પડેલી

---

નસોને પાછી તંગ બનાવી તેમાં તાકાત લાવાવા માટે અમી-કુપી રામબાણ દવા છે. પુરૂષત્વના નાશથી જેઓ રાત દીવસ ચીંતામાં રહેતા હોય હજારો જાતની દવાઓ વાપરીને જેઓ નિરાશ થઇ ગયા હોય તેઓને છેલ્લા ખાત્રી ભરેલા ઉપાય તરીકે અમી-કુપી વાપરવાની ભલામણ કરવામાં આવે છે. અને હમો ખાત્રી આપીએ છીએ કે એકજ શીશીથી તેઓની ભવની ચીંતા ખચીત ટળી જશે

**ઉપયોગ**—રોજ સવાર સાંજ ૫ પાંચ ટીપાં માલકાંકણીના તેલમાં એક ટીપું અમી-કુપી મેળવી તેને ચોળવું માલકાંકણીનું તેલ ની શીશી રૂ ૦॥

**પ્રદર રોગ**—સ્ત્રીઓના પ્રદર રોગ ઉપર અમી-કુપી અજાયેબ અસર કરે છે રકત યા સ્વેત પ્રદર ઉપર તે આપી શકાય બે ચાર દીવસમાં તેનાથી આરામ થઇ જાય છે સ્ત્રીઓને તંદુરસ્ત આરોગ્ય મજબુત બાંધાની રાખવાથી તેમની સંતતી પણ નિરોગી બનાવી શકાય છે સ્ત્રીઓને નિરોગી બનાવવા માટે દર વર્ષે એક શીશી અમી-કુપી આપવામાં આવે તો સુવાવડોમાં આવનારી નબળાઇથી પણ તેમનું રક્ષણ કરી શકાય ઉપયોગ સવાર સાંજ જમ્યા પછી દરેક વખતે ૦॥ તોલો નાગકેશર (ઝીણું વાટેલું) લઇ તેમાં એક તોલા માખણ તથા બે ટીપાં અમી-કુપી મેળવી ખાવું ઉપરથી રૂચી અનુસાર દુધ પીવું.

**શરદી**—અતિશય શરદી થઇ જવાથી માણસ ઘણીવાર ઠંડોગાર બની જાય છે સ્થિતિ ઘણી ભયંકર છે અને જો આ સ્થિતિમાંથી તત્કાળ તેને બચાવવામાં નહિ આવે, અંગમાં ગરમી લાવનાર ઉપચારો કરવામાં નહિ આવે તો થોડા કલાકોમાં તેનું આયુષ્ય પુરૂં થઇ જાય છે ગરમી લાવનારા બીજા સઘળા ઉપચારોમાં તત્કાળ કામ લાગે જલદી અસર કરે અને વળી સસ્તો પડે તેવો ઉપાય અમી-કુપીજ છે આવી સ્થિતિમાં તે પગના તળીએ ચોળવાથી આખા શરીરમાં ગરમી આવીજાય છે અને બે ટીપાં પેટમાં જતાંની સાથેજ

હુશિયારી આવી જાય છે. ઉપયોગ એક તોલો સરસીયાનું તેલ લઇ તેમાં ૧૦ ટીપાં અમી-કુપી મેળવી ખુબ ચોળવું' વધારામાં જરૂર જણાય તો ૧૦ ટીપાં તજનું તેલ ઉમેળવું તજનું તેલ હમારી પાસેથી મંગાવતાં રૂ. ૦ાા ની એક શીશી મોકલવામાં આવશે.

**તાવ**-ઠંડીનાં લખલખાં આવીને રોજીંદો એકાંતરીઓ, ચોથીઓ ગમેતેવો તાવ આવતો હોય તેને નાબુદ કરવાને સહેલો ઉપાય અમી-કુપી છે જીર્ણ જ્વર ઉપર પણ તે ઘણું સારું કામ કરે છે સેંકડે ૮૦ માણસોને તેથી આરામ થઇ જાય છે. ઉપયોગ તુળશી આદુ અને ખાવાનાં પાન પ્રત્યેકનો રસ (૦ાા) તોલો મેળવી તેમાં :બે ટીપાં અમી-કુપી નાખી દરદીને દિવસમાં બે વખત પાવું.

**ન્હારૂ**-ન્હારૂ અથવા વાળો એ એક જાતનો તારના રૂપનો કીડો છે ખરાબ પાણી અથવા બીજાં ઘણાં કારણોથી માણુસના શરીરના ગમેતેવા ભાગે વાળો નીકળે છે. એકવાર વાળો બહાર દેખાયો કે તેને બાંધી રાખવો પડે કારણુ તાણી કાઢતાં તે તુટી જાય છે અથવા અંદર પેસી જાય છે. તો તે પોતાનો રસ્તો ફેરવે છે અને ઘણી ઘણી વેદના દીવસો કે મહીનાઓ સુધી આપે છે અમી-કુપી લગાડવાંથી વાળો બળી જાય છે, ઉપયોગ ચાર ટીપાં હીંગનો અર્ક લઇ તેમાં બે ટીપાં અમી-કુપી નાખી થોડુ પાણી ઉમેરી રોજ દિવસમાં ત્રણુવાર પીવું હીંગનો અર્ક હમારી પાસેથી મંગાવશો તો રૂ. ૦ાા શીશીને હિસાબે મોકલીશું.

**જંતુ નાશક**-ઘરમાં ખાળ, મોરિયો, વિગેરે જગાઓ સાધારણુ પાણીથી ધોવા છતાં ઘણી દુર્ગંધી મારે છે તથા જીવ ઉત્પન્ન થાય છે આવી વખતે ઘરમાં વસનારને ઘણો કંટાળો ઉપજે છે. એટલુંજ નહિ પણુ એવી દુર્ગંધમાં વસવું તે પણુ જોખમ ભરેલું

---

છે થોડા પાણીની અંદર બે ટીપાં **અમી-કુપી** નાંખી તેવી જગાઓ સાફ કરવામાં આવે તો દુર્ગંધી દુર થશે એટલુંજ નહિ પણ હાની કરતા જંતુંઓનો નાશ થાય છે.

**માંકડ**-પલંગ, ખુરશી, ટેબલ, મેજ, કબાટ, અભરાઈ, બારી બારણાંની ભીતની તરડો વિગેરે જગાઓમાં માંકડ પુષ્કળ ભરાઈ રહે છે તેમનો નાશ કરવા માટે **અમી-કુપી** ઘણી અકસીર દવા છે. માંકડનો કંટાળો લગભગ દરેક ઘરમાં હોય છે. અને માંકડના ઉપદ્રવથી બચવાની ઇચ્છા પણ દરેકને હોય છે. અને માંકડનો નાશ કરવા ઉપરાંત જેમાં બીજા સેકડો ગુણો સમાયલા છે તેવી **અમી-કુપી** ની દરેક ઘરમાં જરૂર છે એ વાત પુરવાર થાય છે.

**ઉપયોગ**-સાબુનું ફીણ બનાવીને તેનું પાણી ગ્લાસ ભરીને તૈયાર કરી તેમાં ચાર ટીપાં **અમી-કુપી** નાંખી માંકડ ભરાવાની જગ્યાઓમાં તે ઊતારવુ એથી માંકડ મરી જશે અને મહીનાઓ સુધી તે જગામાં માંકડ ભરાઇ બેસશે નહી.

**હરસ**-હરસની પીડા જેને વીતી તે જાણે જયારે હરસની દવા કરી કરી ને તમો કંટાળી ગયા હોય ત્યારે છેલ્લા ઉપાય તરીકે માત્ર **અમી-કુપી** અજમાવજો અને ખાત્રીથી એ પીડા હમેશની દુર થઇ જશે.

**ઉપયોગ**-રોજ સવારમાં અડધો તોલો વાટેલું નાગકેશર ૦। તોલો વાટેલી સાકર ભેગાં કરી તેમાં બે **ટીપાં અમી-કુપી** નાખી ફાકી મારવી અને ઉપરથી ૦। શેર દુધ પી જવું જો ફાકવું પસંદ નહી હોય તો માખણમાં મેળવી ચાટવું.

ઉંચુનાગકેશર દળેલુ તૈયાર શીશી ૧]નો રૂ. ૦॥ હમારે ત્યાંથીપણ મળશે.

**મ્હોં આવવું**-ગમે તે કારણથી મોં આવ્યું હોય, અવાળુ ફુલી ગયાં હોય; મોમાં ચાંદાં, ઘારાં પડી ગયાં હોય, બધુ બે ચાર વખતમાંજ મટી જાય છે.

**ઉપયોગ**—૦। તોલો કબાબચીની (ચીણીકબાબા) બારીક વાટી તેમાં માત્ર એક જ ટીપુ **અમી–કુપીનું** નાખી મેળવી મોંમાં ચોપડવું અને મોં ગળતું મુકવું. (લાળ જવા દેવી) એ રીતે દિવસમાં ત્રણ કે ચાર વખત કરવું.

**પેટ ચઢવું પવનનું ધુમાવું** **અમી–કુપી** જરા હથેળીમાં લઇને પેટ ઉપર ડુંટીની આસપાસ તેમજ પેઢું પર ચોળવું એકાદ કલાકમાં પવન છુટીને પેટ હલકું પડસે.

**શુળ**—છાતીમાં પાંસળામાં અગર કમરમાં સુળ આવી ચરકા મારતા હોય તેને માટે **અમી–કુપી** અકસીર છે દરદવાળા ભાગ ઉપર **અમી–કુપી** નાંખી સેક કરવો.

ઉપર લખવામાં આવેલા **અમી–કુપીના** સઘળા ગુણ અતિશયોકિતથી કેવળ નિરાળા છે, દરેક ઘરમાં તેની આજકાલ જરૂર છે. પોતાના સ્વાર્થને માટે ઘણા માણસો આ શીશી ખરીદ કરે છે જે ઘરમાં **અમી–કુપીની** એક શીશી છે તેને વૈદ ડોકટરોની જરૂર કવચીતજ પડે છે.

**કીંમત**—ગુપ્તાની **અમી–કુપી** એક શીશી સેંકડો રૂપીઆની કીંમતની છે એમ કહીએ તો ચાલે કારણ કે તેનાથી વૈદ ડોક્ટરનાં મોટાં બીલો ભરવાનાં બચી જાય છે. ગરીબોને પણ દવા વાપરવાનો લાભ મળે છે તેટલા માટે ફકત તેની કીંમત શીશી એકનો રૂ, ૧॥ ૩ શીશીના રૂ ૪) ૬ શીશીના રુ. ૭॥ ૧ ડઝન શીશીના રૂ. ૧૨) ટપાલ ખર્ચ જુદું.

---

અમી–કુપીની કીંમત શીશી ૧ ના રૂ. ૧॥ ત્રણ શીશીના રૂ. ૪) ૬ શીશીના રૂ, ૭॥, ૧ ડઝનના રૂ. ૧૨) પો. અલગ.

## રાજશાહી મેન્થોલ ઓઇન્ટ મેન્ટ
## (શીરદર્દની દવા)

એક મહાન વિદ્વાન ડોકટરની શોધ ઉપરથી બનાવેલો છે આ મલમ ચોળવાથી માથાનો દુખદાયક રોગ ટુંક વખતમાં નાબુદ થાય છે. આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબોમાં અવશ્ય રાખવી જોઇએ, કીંમત શીશી ૧ નો ૦॥ ત્રણ શીશીનો રૂ. ૧॥ ૧ ડઝનના રૂા ૪) પો. અલગ.

## રાજશાહી રૂમેટીઝમ ઓઇલ
## (વાતહરણ તેલ)

૨૪ કલાકમાં પ્રત્યક્ષ ફાયદો.

વાથી દરેક અંગ ઝલાઇ ઝકડાઇ કેમ નહિ ગયાં હોય દરદી ખાટલા વશ હોય, સાંધાઓમાં હદ બહારનું કળતર કમરમાં દુખાવો છાતીમાં પાંસળામાં દર્દ બરડાની કરોડમાં નહિ સહન થાય તેવી પીડા હાથ પગમાં ફાટ અરધાંગ વાયુ, ફરતો વા સરદીથી શરીરમાં થતા તોડ વિગેરે રોગો ઉપર આ તેલ ચોળવાથી તદન આરામ થાય છે. તેલ ચોળતાં ચોળતાંજ જાણે આરામ થતો હોય તેમ દરદીને લાગે છે. આજ કાલ રાજશાહી રૂમેટીઝમનો-મોટો ઉઠાવ છે કીમત શીશી ૧ ના રૂ. ૨) ત્રણ શીશીના રૂ. ૫॥ પો. અલગ.

## રાજશાહી બાલામૃત

ગુલાબીગાલ, ભરેલું અંગ, તેજસ્વી આંખ, ભરાવદાર બાળક હસતુ ખેલતું બાળક આપણને કેટલું પ્રીય લાગે છે તેના ઉપર ફોનોગ્રાફ અને ગ્રામોફોન કરતાં તમારૂં એક નાનુ રંગીલું હસમુખું વાચાળ આનંદી બાળક પોતાના કુંટુંબીઓ ઉપરાંત તમારા પાડોશી અને દોસ્તોને વધારે સારી રીતે રીઝવી શકશે, શું તમે એકે બાળકના માતાપિતા છો? તમારૂ બાળક તન્દુરસ્ત અને આનંદી છે નહિતો શા માટે

**રાજશાહી બાલામૃત** નથી વાપરતા એકથી ત્રણ શીશી સુધીમાં તમારૂ બાળક સુંદર અને નીરોગી થઇ ઘરમાં પાડોશમાં શેરીમાં કે પોળમાં આનંદ આનંદ વર્તાવી મુકશે કીંમત શીશી ૧ ના રૂ. ૧) ત્રણ શીશીના રૂ. ૨ાા પો. અલગ.

**રાજશાહી ઇચ ઓઇન્ટ મેન્ટ [ખસની દવા]**

આ ચોપડવાની દવા છે માત્ર બે ત્રણ વખત ચોપડવાથી ખસ મટી જાય છે એમાં જરા પણ શક નથી કીંમત રૂ. ાા ત્રણ શીશીના રૂ. ૧ા ડઝન ૧ના રૂ. ૪) પો. અલગ.

**રાજશાહી એકઝામા ઓઇન્ટમેન્ટ**
**(ખરજવાની દવા)**

ખરજવાં બે પ્રકારનાં છે, લીલું અને સુકું લીલામાંથી પાણી ઝર્યા કરે છે આ દરદ મટતું નથી અને જો દવા કરવામાં ન આવે તો આખા શરીરે પથરાઇ જવાનો સંભવ છે માટે તેની દવા તરતજ કરવી કીંમત શીશી ૧ ના રૂ, ાા ત્રણ શીશીના રૂ. ૧ા

લોહીના બગડવાથી વારંવાર ખસ, ખરજવું. દાદર નીકળ્યા કરતી હોય તો એક શીશી રાજશાહી સારસાપરિલા પીવાથી જલદી આરામ થઇ જસે રાજશાહી સારસાપરિલાની કીંમત રૂ. ૧ાા ત્રણ શીશીના રૂ. ૪)

**રાજશાહી કફ પીલ્સ (ખાંસીની ગોળીઓ)**

ગમે તેવી નવી જુની હઠીલી ખાંસી કોઇ પણ દવાથી ન જતી હોયતો ફકત બે દીવસમાં રાજશાહી કફ પીલ્સથી પુરાણી સુકી ખાંસી ગોળી લેવાની સાથે નરમ પડતી જાય છે એકજ દીવસમાં તેનો ચમત્કાર બતાવે છે કીંમત રૂ. ાા ત્રણ શીશીના રૂ. ૧ા ડઝન ૧ ના રૂા. ૪) પો. અલગ.

**એક રૂપીઆથી ઓછી કીંમતનો માલ મોકલવામાં આવશે નહિ.**

## રાજશાહી રીંગવર્મ ઓઇન્ટમેન્ટ

## (દરાજનો મલમ)

ગમે તેવી હઠીલી કાળી કે લાલ દરાજ અગર ખુજલી શરીરના કોઇ પણ ભાગમાં લાગેલી હોય અને અનેક ઉપાયો લીધા છતાં દાદર નહિ મટતી હોય તો છેવટે આ મલમ અજમાવી જોવો એથી ત્રણ વખત લગાડવાથી જડમુળથી નાબુદ થાય છે કીંમત રૂ. ૦ાા ત્રણના રૂ, ૧ા છ ના રૂા. ૨ા ડઝન ૧ના રૂ. ૪)

## રાજશાહી ભીમસેની ચુર્ણ.

અજીર્ણ થયું છે કે ? ખાટા ઘચરકા આવે છે કે ? પેટ ડમડમ બોલે છે કે ? ખોરાક જોતાંજ દીલ કમકમે છે કે ? ત્યારે ભલા માણસ રાજશાહી ભીમસેની ચુર્ણજ વાપરો ? અન્ન પચે નહિ, અન્ન ઉપર રૂચી લાગે નહિ ત્યારે ભીમસેની ચુર્ણ ખાઇ જોઇ લ્યો ગમ્મત દહાડામાં બેની જગાએ ચાર વાર અને સીંગલની જગાએ ડબલ નહીતો દોઢો ખોરાક તો જરૂર લેવો પડશે ખાશો ખાશોને જાણે ભુખ્યા ભીમ ? પેટમાં ભુખ નહી હોય અને ઘી દુધ શક્તિની દવાઓ હોજરીમાં ભરે જાવ અને પછી વાત કરો કે કેઇ ચીજનો ગુણજ લાગતો નથી, પણ લાગે શી રીતે ? ભીમસેની ચુર્ણ વાપરી પ્રથમ તમારા જઠરાગ્નિને ભડભડાટ સળગાવી દ્યો અને પછી તેમાં ઘી દુધ અને પૌષ્ટિક વસાણા નાખી જુવો । પછી માલમ પડશે કે તે કેવાં ગુણકારી છે કીંમત રૂા. ૦ાાા ત્રણ શીશીના રૂ. ૨) પો. અલગ.

## રાજશાહી રતિ[illegible] પીલ્સ.

લ્યો ? સાહેબ લ્યો આ તેજ દવા છે કે જેને માટે આજકાલના નવ જુવાનો રાત્રી દીવસ ખુણેખોચરે ભારે ઉત્સાહથી શોધખોળ ચલાવે છે અને ખરી દવા મળે તો મ્હો માગ્યા દામ આપવા તૈયાર છે તેજ આ દવા છે ! રતિ–સુખની સંપુર્ણતા પ્રાપ્ત કરવા માટે આ દવા વગર હરીફની છે કીં, માત્ર રૂ. ૧ાા, ૩ શીશીના રૂ ૪) પો. અલગ.

એક રૂપીઆથી ઓછી કીંમતનો માલ મોકલવામાં આવશે નહિ

# રાજશાહી આઇડ્રોપ્સ

સવાર સાંજ રાજશાહી આઇડ્રોપ્સના ટીપાં આંખમાં નાંખવાથી દુખવા આવેલી આંખો તદન મટી જાય છે ખીલ, આંખમાં વળતી ઝાંખ, આંખમાંથી ઝરતું પાણી, આંખમાં થતુ કળતર, રતાશપણું વિગેરે આંખના તમામ દરદોને નાબુદ કરે છે.

**આંખમાં ટીપાં પાડવાની ટયુબ સાથે કીંમત બાટલી ૧નો રૂ. ૧] ત્રણ બાટલીના રૂ. ૨ાા પો. અલગ.**

## રાજશાહી વાયટોજન

### હરહંમેશ સેવન કરવાથી ૨૦ ઘોડાની તાકાતવાળી મોટર અટકાવી શકાય છે.

મગજને શાંત રાખી યાદ શક્તિનો વધારો કરે છે. ચહેરો હરહંમેશ હસમુખો ખુબસુરત રાખે છે. આ દવા બનાવવામાં કેશર, કસ્તુરી, બરાસ, ઇલાયચી, જાવંત્રી, મરી, તજ, સુંઠ, દ્રાક્ષ, વીગેરે વસ્તુ ઓનો સમાવેશ કરવામાં આવે છે સ્વાદ પણ ઘણો ઉત્તમ છે. હરહંમેશાં સેવન કરવાથી ક્ષય' દમ, જુની ખાંસી, અરૂચી, અશક્તિ દુર થાય છે. આ દવા તાકાત વધારવામાં અદભુત છે. કીંમત બાટલીના રૂ. ૨) ત્રણ બાટલીના રૂ. પાા પો. અલગ.

## રકત શુધ્ધિ માટે

## રાજશાહી સારસાપરિલા.

રાજશાહી સાર્સાપરિલા વિસ્ફોટક ચાંદી, પ્રમેહ, ખસ, ખરજવાં પારાનું સીસાનું ઝેર, કંઠમાળ, લકવા, સંધીવા, પ્રમેહ, આંખમાં કળ- તર. શરીર પીળુ પડવું ઝાડો સાફ નિયમીત ન આવવો વિગેરે વિ- કારો ઉપર ઘણો સારો ફાયદો કરે છે તમને ડોકટર ઉંચામાં ઉંચી સારસાપરિલા લેવા ભલામણ કરે ત્યારે રાજશાહી સારસાપરિલાજ લેજો કી., બાટલી ૧ નો રૂ. ૧ાા ત્રણ બાટલીના રૂ. ૪) પો. અલગ.

# સ્ત્રીઓ માટે શકિતની દવા.

# રાજશાહી રમણી જીવન

સેંકડો નૌજુવાન રમણી રત્નો મુગ્ધા અવસ્થાનો લાભ લીધે ન લીધો એટલામાં આ બુરા રોગમાં ફસી પડી હોયાય છે. યૌવના રૂપી ખીલતી કળી પોતાની પાંખડીઓને વિકાશ આવતાં આવા તાજ કરમાઇ જાય છે. લજ્જાને લીધે સેકડો સ્ત્રીઓ પોતાનું આ ગુપ્ત દરદ બને ત્યાં સુધી છુપાવવાની કોશીષ કરે છે પરંતુ મોં ઉપરની તે ગુલાબી લાલી, આંખનો થનથનાટ, હ્રદયનો ઉમળકો મનનો તે અલ્હાદ, ભ્રગુટીનું તે મોહકમપણું, શરીરનું તે તેજ, વૃત્તીઓનું તે રસીકપણું, હાસ્યમાં રહેલી તે મધુરતા એ સર્વ તેના પુર-બહારમાં ખીલી ઉઠવાના વખતેજ નષ્ટ થતું જણાય છે. ત્યારે ચતુર જોનારથી તે છુંપુ રહી શકાતુ નથી આ સર્વનું કારણ માત્ર તે બુરો પ્રદર રોગજ છે તેનાથી સ્ત્રીઓનો બને તેટલો જલદી ઉદ્ધાર થવો જોઇએ નહિતો રોગ દીનપરદીન વૃદ્ધિને પામી સ્ત્રીઓને મરણનાં વિકાસી રહેલા ડાચામાં ધકેલી મુકે છે, પેડુમાં દરદ પાણીનું નિરંતર ટપકવા જવું, લાલ કે સફેદ ડાઘ કપડામાં પડવા સંસાર સુખ ઉપર અભાવ આવવો, એ સર્વમાંથી સ્ત્રીઓના રક્ષણાં ને માટે રહેલો અને ખાત્રી ભર્યો રસ્તો એ કે રાજશાહી રમણીજીવન આપવી અને જુવો કે તરતજ કરમાઇ જતી જુવાની ફરીથી તેના પુર્ણ બહારમાં કેવી ખીલી ઉઠે છે કીંમત શીશી ૧ ના રૂ. ૨॥ ત્રણ શીશીના રૂ. ૭॥ પો. અલગ.

એક રૂપિયાથી ઓછી કીં. માલનું પારસલ મોકલવામાં આવશે નહિ

## છેલ્લામાં છેલ્લી પદ્ધતિથી બનાવેલું
## રાજશાહી હેરઓઈલ

આજ સુધી જે કંઇ તેલ માથામાં નાખવાનાં બજારમાં વેચાય છે. તેમાં સૌથી આ ઈલ્લામાં છેલ્લું સુધરેલી ઢબનું બનાવવવામાં આવ્યું છે જે દુનિયામાં તમામ ભાગમાં એક અવાજથી વખણાયેલું છે. માથામાં નાખવાથી માથામાં ઠંડક આપે છે. આંખોનું તેજ વધારે છે. અને આજના નવી ફેશનમાં જેવા જોઇએ તેવી રીતના વાળ ગોઠવી શકાય છે, કીંમત બાટલી એકનો રૂ. ૧) ત્રણ બાટલીના રૂ. ૨॥ પોસ્ટેજ અલગ.

## વગર ઇજાએ વાળ કાઢવા માટ.
## રાજશાહી સાબુ.

આ સાબુ જે જગ્યા ઉપર લગાડવામાં આવે છે તે જગ્યામાં વાળ ઘણીજ સફાઇથી દુર થાય છે. ચામડીને કંઇપણ ઇજા થતી નથી ચામડીનો કુદરતી રંગ બનાવે છે વાળ કાઢવાના દરેક સાબુઓમાં રાજશાહી સાબુ સૌથી સરસ નીવડયો છે ત્રણ સાબુના એક બાકસની કીં. રૂ; ૧) બાર સાબુ(બોકસ ૪ કીં.મત રૂ. ૩) પો. અલગ

## સુગન્ધિ સામ્રાજયનો વિજય સમ્રાટ.
## ઓટો રાજશાહી

રૂમાલમાં અગર કપડાં ઉપર થોડાં ટીપાં નાંખવાથી સેંકડો તાજાં ફુલોની સુગંધી પ્રસરી રહે છે, આસપાસનાઓને અજાયબીમાં ગરકાવ કરે છે, શુભ અવસરે, લગ્ન પ્રસંગે, ભળતા અજાણ્યા સેન્ટોમાં પૈસા બરબાદ કરતા પહેલાં ઓટો રાજશાહી. વાપરી ખાત્રી કરી જુઓ ખર્ચેલા પૈસાનો પુરતો સંતોષ મળશે, કીંમત બે દ્રામનીકલ-કેશશીશી ૧ નો રૂ. ૧। ત્રણ શીશીના રૂ. ૩। પો. અલગ.

**રાજશાહી શબ્દ હમારો રજીસ્ટર્ડ છે.**

# અર્ક ! તેલ ! ફુલ !

| | એક શીશીની કીંમત | ત્રણ શીશીની |
|---|---|---|
| અજમાનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| પીપરમીન્ટનો અરક | રૂા. ૦ાા | રૂા, ૧ા |
| તજનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| લવીંગનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| ઇલાયચીનો અરક | રૂા, ૦ાા | રૂા, ૧ા |
| વલારીનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| ગંધાબીરોજાનો અરક | રૂા, ૦ાા | રૂા. ૧ા |
| હીંગનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| સુંઠનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| પીપરમીન્ડ ફુલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| અજમાનાં ફુલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| ચંદનનું તેલ ચોખ્ખું...... | રૂા. ૧) ............ | રૂા. ૨ાા |
| ચહાનું તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| બદામનું તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| પીપરમીન્ટ તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| ટરપેનટાઇન તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| માલકાંકણીનું તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |

**ભેળસેળ વગરનો ચોખો ખાત્રીનો માલ મળશે.**

**એક રૂપિયાથી ઓછી કીંમતના માલનું પારસલ મોકલવામાં આવશે નહિ**

Universl P. Press,–Nadiad.



ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીના
સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસમાં ભાઇલાલ ચુનીલાલ જોશીએ છાપ્યું,
અને બુકસેલર કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સે સ્વામીનારાયણ
મંદિર પાસે નડીઆદમાંથી પ્રગટ કર્યું.

